# બેટી તું સાસરે કેમ સમાશે ?

ક઼િંમત રૂ૦ ૧–૦–૦ ( પોસ્ટેજ સાથે. )

---

## સાસરે જતી વહુ સાસરિયાંમાં કેમ શોભશે ?

( રચનારઃ—શે૦ મ૦ દેશાઇ. )

---

"હિંદી આફ્રીક"માં બેટીઓને સાસરે જતી વખતે એક બાપે ૧૫ શિક્ષણો આપેલાં છે, તેનું એક દળદાર પુસ્તક સુંદર બાંઇંડીંગ સાથે તૈયાર થયું છે. શેઠ બરજોરજી નસરવાનજી મેગુસીએ રૂ૦ ૩૦૦ની મદદથી પ્રગટ કરાવ્યું છે. લગ્ન પ્રસંગે દીકરીઓને ઉમદા ભેટ આપવી હોય તો આ નશિયતના પુસ્તકની અમુલ્ય ભેટ જરૂર આપવી, કે દીકરીઓનો સંસાર સુખી નિવડે. પુષ્કળ દાખલા દલીલોથી દીકરીઓને બોધ આપેલો છે. એ રૂ૦ ૧–૦–૦ કિંમતનું પુસ્તક આગમચથી મંગાવનારાંને પોસ્ટેજ સાથે ફકત ૧૦ આનામાં આપવામાં આવશે. દરેક ઘરમાં એ પુસ્તક વંચાવવા લાયક છે. બીજી ભેટ કરતાં આ થોડી કિંમતની અમુલ્ય ભેટ છોડીઓને સાસરે સિધારતી વખતે જરૂર આપી મોકલજો. ઘણી નકલો અવાર ભેટ આપવાને મંગાવી રાખશો તો આવકારદાયક થઇ પડશે. ઠેકાણે લખી મોકલજોજી.

૨—એરવદ સાહેબ રૂશતમજી બેજનજી રાનજી

હ્યુજીસ રોડ—મુંબઇ.

મેસર્સ જેહાંગીર બી૦ કરાંણીના છોકરાઓ

પારસી બજાર કોટ—મુંબઇ

ડો૦ બેરામજી મનચેરજી દેશાઇ બી૦ એ૦

સ્ટેશન રોડ—નવસારી.

# દુ:ખીને દિલાસો.

## ભાગ ૪૩ મો.

રચનાર

**શો૦ મ૦ દેશાઈ.**

" દુનીઆએ આપસે અર સબ્જ, હોવે દેલ ન પે [illegible]:
[illegible] આશકે દિલગીર, [illegible] યાર [illegible]."

હે ભાઈ! દુન્યાના ખુશનુમા બાગની સુંદર લહેરીથી પણ આ મ્હારૂં દિલ કદી પણ વિશ્રાંતિ, શાંતિ, કે આરામ મેળવી શકવાનું નથી; કેમકે દિલગીર બનેલા આશકના જીગરને સબ્ર આપવાને ફકી તો તેનાં વ્હાલાંના મુકામ આગળની ન્હાનીશી ગલીજ બસ છે. હે ભાઈ! મારૂં તો શુધ્ધ અંતઃકરણ એજ મ્હારૂં તાજ છે. મ્હને તો મ્હારા સંતોષી વિચારો એજ મ્હારી વિશ્રાંતિ છે. મ્હારૂં અંતર્યામ પોતેજ પોતાના અંતર્જ્ઞાનમાં મસ્ત છે. મ્હારૂં સુખ અને મ્હારો આનંદ સર્વે મ્હારી છાતીમાંજ સમાયા છે.

"My conscience is my crown;
Contented thoughts my rest;
My heart is happy in itself;
My bliss is in my breast."

**નવસારી.**

ઈ૦ સ૦ ૧૯૧૯.

**કિંમત રૂ૦ ૦-૪-૦**

પ્રગટ કરનાર—મી૦ શોરાબજી મંચેરજી દેશાઈ. [illegible], રેશમ [illegible], નવસારી.

આ પુસ્તક સુરત મ્યુનિસિપાલીટીની [illegible] [illegible] [illegible] [illegible] [illegible] ગુજરાતી [illegible]
[illegible] [illegible] [illegible] [illegible]



બેહેસ્તનશીન
બાઈ ગુલમાઈ હોરમજજી મુલ્લાં.

બેહેસ્તનશીન
બાઈ ધનમાઈ અરદેશર બલસારા.

# દુઃખીને દિલાસો.

## ભાગ ૪૩ મો.

### દર્શન ર૩મું. "દિલાસા કલબ"ની બેઠક ર૩મી.

નાગરજી કહે:—હા, મ્હારી બાયડી ઉપર મને અભાવ હતો, પરંતુ તેણીને મેંજ મારી નાખી એવું આળ લોકો મ્હારે શીર ચડાવે છે, એ માત્ર સંજોગને લઇને છે, પરંતુ રસ્તે શેરીએ લોકો મને દુઃખ ઉપર ડામ દઈ બાયડી મારી નાખવાનું તરકટ જોડે છે, એ મ્હારાથી નથી ખમી શકાતું.

બરજોરજી:—અરે ભાઈ! મ્હારા બાવાજીની મરતી વખ્તે કોણ જાણે કઈ ચીજમાં વાસના ભરાઈ રહી હશે, કે એક મહિનો સુધી દર રોજ ગુજર્યા-ગુજર્યાની ગામમાં બૂમો પડી, પણ બિચારા તાસવીસ કરી કરીને પાંચ પાંચ દહાડા ઘરટલો ચાલવા છતાં મુવા નહીં, ને લોકોએ અમને ટુંપી નાંખ્યાં કે; મરનારે જીંદેરવાનની ક્રિયા કરવા ફરમાવેલું, છતાં બેશરમ ને કંજુશ દીકરાઓએ પૈસાનેજ સુંઘ્યા કીધો, તેથી બાપડાની વાસના તેમાંજ ભરાઈ રહેલી તે ગુંગળાઇને મરણ પામ્યા.

જુઝાર્ગ સાહેબ:—વ્હાલાઓ! ઈશ્વરી બનાવોની વાકેફી વગર પૃથ્વિ પર ઘણા ઘણા અનર્થો થયા જાય છે, માટે કોઇ નઠારા કે માઠા સંજોગી બનાવને સંજોગી માન્યતા સાથે જોડી નિર્દોષોને દુઃખ દેનારા કે સતાવનારા મૂર્ખાજ બને છે. રાજા ત્રિવિક્રમસેનને વૈતાળે કહેલી કથા સાંભળો.

વારાણસી નામની એક નગરી છે, જેને કેટલાએક કાશી નામથી ઓળખે છે. મહાદેવજી, કૈલાસનો ત્યાગ કરી આ નગરીમાં વસ્યા છે, એવી તો તે ઉત્તમ નગરી છે. તે નગરીમાં દેવસ્વામી નામનો એક બ્રાહ્મણ રહેતો

હતો. તે ત્યાંના રાજાનો માનીતો હતો. તે બ્રાહ્મણ પાસે કોટયાવધી દ્રવ્ય હતું. તેને હરસ્વામિ નામનો એક પુત્ર હતો, ને તેની સ્ત્રીનું નામ લાવણ્યવતી હતું. તે સ્ત્રી અતિશે રૂપવતી હતી. તેના સૌંદર્ય તરફ નિહાળતાં મારા લક્ષમાં એમ આવે છે કે, જાણે બ્રહ્માએ તિલોત્તમા વગેરે ઉત્તમ દેવાંગનાઓને ઘડયા પછી, તેમાં જે કુશળતા મેળવી હતી તે કુશળતાના તત્વરૂપે, અનુપમ રૂપ તથા લાવણ્યવાળી, આ સ્ત્રીને ઘડી હશે. એક વખતે તે હરસ્વામી પોતાની સ્ત્રી લાવણ્યવતી સાથે પોતાના મેહેલની અગાસીમાં, ચંદ્રમાની શીતળ ચાંદનીમાં, રતિક્રીડાથી શ્રમિત થવાને લીધે, પલંગ ઉપર નિદ્રાવશ થઈ ગયો હતો. અને તેના પડખા ઉપર લાવણ્યવતી પણ રતિશ્રમને લીધે નિદ્રાવશ થઈ ગઈ હતી. ઉંઘમાં લાવણ્યવતીના અંગ ઉપરથી વસ્ત્રો ખસી ગયાં હતાં; એટલે તેનું ગૌર તથા સકુમાર અંગ તમામ દેખાતું હતું. આ વખતે ચંદ્રમાની ચાંદની પૂર બહારમાં ખીલી રહી હતી. તેવા સમયમાં મદનવેગ નામનો એક વિદ્યાધર કુમાર, આકાશમાં ફરતો ફરતો, તે મહોલના ઉપરના ભાગ પર આવી ચઢયો. તેણે લાવણ્યવતીને હરસ્વામીના પડખામાં સુતેલી દીઠી. લાવણ્યવતી ગાઢ નિદ્રામાં હતી, ને પોતાના ભવનમાં હતી એટલે નિઃશંકતાથી સુતી હતી. તેનાં સર્વ અંગ ખુલ્લાં દેખાતાં હતાં તે જોઈ લે વિદ્યાધરનું મન મોહવશ થઈ ગયું; અને તે વિહ્વળ તથા અંધ બની ગયો. તેથી તેજ વખતે આકાશમાંથી નિચે ઉતરી પડયો, ને પલંગ ઉપરથી તે નિદ્રાવશ સ્ત્રીને ઉપાડી આકાશમાં પુનઃ ઉડી ગયો.

તુરતજ હરસ્વામી જાગી ઉઠયો અને પડખામાં તપાસે છે તો પોતાની મનમોહનાને દીઠી નહીં. તે એકદમ ઉતાવળો હાંફળોફાંફળો થઇને ઉઠયો અને વિચાર કરવા લાગ્યો કે; “આ તે શું? મારી સ્ત્રી ગઈ કયાં? શું તે મારા ઉપર ગુસ્સો કરીને કયાંઇ નાસી તો નથી ગઈ? અથવા તો તે ગુપ્ત રહીને મારો મનોભિપ્રાય જાણુવા માટે ગમ્મત તો નથી કરતી?” આવા આવા અનેક વિચારોથી આકુળવ્યાકુળ બનીને, રાત્રિનો વખત છતાં પણ તે પોતાની હવેલીમાં, આમતેમ ફરી લાવણ્યવતીને શોધવા લાગ્યો. પછી નિચે ઉતરી પડયો ને મોહોલના બાગબગીચા સુધ્ધાંત તપાસી વળ્યો; તોપણ કોઈ પણ સ્થળેથી લાવણ્યવતીનો પત્તો મળ્યો નહીં. ત્યારે તે શોકરૂપ અનળથી તપ્ત થઇને આંસુ પાડતો ગદગદીત કંઠે વિલાપ કરવા લાગ્યો; “અયિ! ચંદ્રવદની! અલિ! ચાંદનીવર્ણિ ગૌરાંગિ! હાય! પ્રિયે! તને પોતાના જેવી ગુણવાન જાણી રાત્રિએ દ્વેષથી શું તારો ઉત્કર્ષ સહન કર્યો નહીં? હે પ્યારી! તારી શ્વેત પ્રભાથી પરાજય પામેલો ચંદ્રમા, ડરતો હોય તેમ છુપાઈ રહેતો હતો, પણ સદોદિત પોતાનાં ચંદન જેવાં શીતળ

કિરણોથી મને સુખ આપતો હતો તે ચંદ્રમા, હવે તારો વિરહ થયો તેથી અને તેનો હવણું લાગ ફાવ્યો હોય તેમ, વેરની ઝુમમાં, ઝેરમાં બોળેલાં બાળ જેવાં અને ધગધગતા અંગારાના જેવા દાહ ઉપજાવનારાં કિરણોથી મને અત્યંત પીડા કરે છે. હે પ્રિય નિત્રમણિ! તું કયાં ગઇ? પ્યારી જરા તો બોલ! અરે દૈવડા! તને શું મારા સુખની ઇર્ષા આવી તેથી મારી પ્રિયાને હરી લીધી?" આ પ્રમાણે વિલાપ કરતાં હરસ્વામીએ મહાકષ્ટે રાત્રિ કાઢી, પણ તેની વિરહની વેદના નીકળી ગઈ નહીં.

"બર સીનેઅત અય કાશ નેહમ સીનેએ ખુદરા;
તા દેલ બ તુ ગુઇઅદ ગમે દીરીનેએ ખુદરા."

ઓ પ્યારી! હું ચાહું છું કે, તારી છાતીસે મારી છાતી વળગાડું, કે જેથી કરીને મારૂં દીલ તારાં દીલને મારા ઉપર ગુજરતાં લાંબા કાળનાં દુઃખોની બધી હકીકત કહી દે! ઘરડાં સગાંવ્હાલાં બોલવા લાગ્યાં;

વગર ચીરહ ગર્દદ્ હવા બર ખરદ્,
ખેરદ્મન્દત્ અઝ મર્દુમાન્ નશ્મરદ્.

જો તારો હવસ તારી અક્કલ ઉપર ફાવી જશે તો કોઇ દાનેશમંદ શખ્સ તને ઇન્સાન તરીકે ગણશે નહીં. જે માણસ ધર્મ તથા અર્થનો ત્યાગ કરીને ઈંદ્રિયોને આધીન થાય છે તે ઘણી લક્ષ્મી, પ્રાણ, પૈસો, અને સ્ત્રીથી વહેલો છુટો પડે છે. પુરૂષ જ્યાં સુધી સ્ત્રી પરણતો નથી ત્યાં સુધી તે આખો પુરૂષ કહેવાતો નથી પણ અરધો પુરૂષ કહેવાય છે. પરંતુ અરધાથી કંઈ સંતાન પેદા થતું નથી, આખાથીજ થાય છે. હાડકું ભાંગવાની હિંમત હોય તોજ સંસારમાં પેસવું. હજી કઠણમાં કઠણ હાડકું ભાંગી શકાય. પરંતુ સંસારની ઝુસરી તોડી શકાતી નથી. સીસીલીમાં એક એવો રિવાજ હતો, કે પરણનારી કન્યાનો બાપ વરરાજાના હાથમાં એક કઠણ હાડકું આપીને કહેતો કે; "તું એક બૈરીને સાચવી શકવાની શક્તિ ધરાવે છે, એવું પુરવાર કરવાને આ હાડકું ભાંગ! કેમકે હાડકું ભાંગવું સહેલ છે, પણ એક વહુને સાચવવી બહુ ભારે છે!" પાછળથી આ રસમને ઉલટાવી નાંખીને કુતરાંઓને હાડકાં નાખ્યાં એટલે ઘર સંસાર ચલાવવાને શકિતવાન થયા એમ સમજીને કુતરાંને હાડકાં નાંખી પરણવાનો ચાલ પડયો. હે ભાઈ! ઘણીવાર દુઃખનો ઉપાય દુઃખજ હોય છે. કડવાં ઓસડ વારંવાર મીઠી આરોગ્યતા આણે છે. એ દવા એવી છે કે, એની કડવાશમાંથી મિઠાશ મળે છે.

અતિ હઠ મત કર હઠ બઢે; બાત ન કરિયે કોય;
જ્યું જ્યું ભીંજે કામરી, ત્યું ત્યું ભારી હોય.

હરસ્વામી કેહે; વિરહની પિડા તો જેને થતી હોય તેજ જાણે. મ્હારી પ્રિયા વિના મ્હારો વિષયરસ કેવો ઉભાય છે તે અગ્નિ શું સમજે?

न च भार्यासमं किंचिद्विद्यते भिषजां मतं।
ओषधं सर्व्वदुःखेषु सत्यमेतद्ब्रवीमिते ॥

સર્વ દુઃખોમાં, આફતોમાં, સંકટોમાં આપણી સ્ત્રી સમાન બીજું ઓસડ કે વૈદ્ય સુઝ્યાં કાંઈજ નથી.

બીજે દિવસે સૂર્યનારાયણે કિરણોવડે આખા જગતમાંથી ગાઢ અંધારાનો નાશ કર્યો, પરંતુ હરસ્વામીના અંતઃકરણનું મોહરૂપી અંધારૂં નાશ કરી શક્યો નહીં. તેનો શોકસાગરમાં ડુબેલો અવાજ, જેમ રાત્રિ વિતિ ગયાથી ને પોતાની પ્યારીનો વિરહ થવાથી, ચક્રવાક લાંબો ઘાંટો કાઢીને પ્રકટ કરે છે તેમ, વધારે વધારે સંભળાવા લાગ્યો. ઘરનાં માણસોએ તેને ધીરજ આપી અને સમજાવ્યો, તોપણ તે તરૂણ બ્રાહ્મણ, પોતાની પ્યારીના વિરહાનળમાં તપ્ત થઈ રહ્યો હતો તેથી, જરા પણ ધીરજ ધરી શકયો નહીં. તે રડતો રડતો આમ તેમ ફરતો હતો ને ગાંડા પેઠે બકતો હતો કે; "આહીં મારી પ્યારી બેસતી હતી; આહીં બેસીને સ્નાન કરતી હતી; આહીં શૃંગાર સજતી હતી; આહીં ભોજન કરતી હતી! રે? તે કયાં ગઈ! રે મધુરાક્ષી તું કયાં છે? રે પ્રિયા મને મુકી તું કયાં ગઈ? હાય દૈવ!"

ગંગા યમુના સરસ્વતી, સાત સિંધુ ભરપૂર;
તુલસી ચાતકકે મતે, બિન સ્વાતી સબ ધૂર.

બુઝર્ગ સાહેબ:—જ્યારે એક ડૂબતો આદમી છેક ડૂબવાની અણિ ઉપર હોય તે વેળાએ તમે તેને ઇંદ્રપદ આપવા કહેશો તોએ તે માત્ર એક દમ ખેંચવા જેટલીજ માત્ર રાહત માગશે, પણ ઈંદ્રપૂરીમાં ઈંદ્રપદ ભોગવવાની ઇચ્છા તે નહીં કરશે. મનુષ્ય માત્ર ઉપર વિતતાં સર્વ પ્રકારનાં વિટંબણા ને નાસીપાસીઓમાં પ્રેમ, પ્યાર, ને મોહબતની નાસીપાસી સહન કરવી સર્વથી મુશ્કેલ છે. પ્યાર પોતેજ માણસના જીગરને એટલું તો નરમ બનાવી પોતાને તાબે કરી લે છે, કે જ્યારે તેની ઉપર કાંઈપણ ન ધારેલી મુશ્કેલીમાં દુઃખ આવી પડે છે, ત્યારે તે સહન કરવા કિંવા તે આફતને દૂર કરવાની તેનામાં બિલકુલ તાકાત રહેતી નથી. માનવીનું ભેજું સર્વ પ્રકારનાં દુઃખો અને મુશ્કેલીઓની સામે તેનાં સંપૂર્ણ બળ સાથે થઈ શકે છે, મગજ પોતાનું સઘળું બળ સાચવી શકે છે, અને ગમે તેવા અજબ ગજબનો ફટકો પોતાની શકિતથી હઠાવી શકે છે, પરંતુ પ્રેમમાં પડેલાં જીગરનો મૂળ પાયોજ ખસી પડે, એવામાં જો તેના ઉપર નાસીપાસીના સહેજ પણ અકસ્માત વિતે છે તો તેની પૂરેપૂરીજ કમબખ્તી બેસે છે. શાણા માણસો પણ વિરહનાં દુઃખથી નવ પ્રસંગે બ્હાવરા બની જાય છે.

કૂટ ક્રોધિ શિશુ મુકર પ્રિયા, સજન નિશા દુઃખ ફાગ;
હોત શિઆને બ્હાવરે, નવે ઠોર ચિત્ત લાગ.

મોટાં સંકટ જે આપણા ઉપર કદાચજ આવી પડે છે, તે ઘણું કરીને સમભાવથી સહન કરી શકાય છે. જે આપણને ખરેખર ત્રાસ આપે છે અને પજવે છે તે તો હરરોજની નાનીશી જંજાળો છે. રેવરન્ડ. જી. મૅાન સેલે કહ્યું છે કે "હરરોજની જંજાળની રજકણો, નજીવાં બેચેનીનાં કારણો, નજીવા કંકાસ, એ સઘળાંનાં નિરંતર ટપકતાં ટીપાં આપણી જીંદગીનો પ્યાલો છલા છલ કરી નાંખે છે." માટે ભાઇઓ!

આવી જાતનાં દુઃખોની વેળાએ દિલાસાનાં પુસ્તકો વાંચવાથી ઘણાંખરાં મનુષ્યો પોતાનાં દુઃખો થોડાં ઘણાં ભૂલી જઇ શકે છે, અને ગમગીનીની અસર મન ઉપરથી દુર કરી મગજને કૌવત અને મજબુતી આપવા સારૂ નીતિનાં દિલાસો મળે એવાં નશિયતનાં પુસ્તકો પસંદ કરે છે. પરંતુ સેંટ ઈવરમોંટ નામના વિદ્વાનનું એવું મત છે કે; એવી વેળાએ વાંચનારને હસવું આવે એવાં ઢોંગી ને રમુજી પુસ્તકો વાંચવાની હું ભલામણ કરૂં છું. વળી તે ધારે છે કે પ્લુતાર્ક અને સેનેકાનાં ગંભીર પુસ્તકોને બદલે ડોન કિવઝો જેવાં રમુજી પુસ્તકોથી જીગર ઉપરની ગમગીનીનો ઘણોક બોજો ઓછો કરી શકાય છે, કેમકે નીતિનાં પુસ્તકોથી માણસ ઉપર વિતેલાં દુઃખો ઉપર ફ-તેહ મેળવી શકાય છે ખરી, પરંતુ તે ફ-તેહ મેળવવી બહુ મુશ્કેલ છે. રમુજી પુસ્તકોથી દુઃખનું કૌવત નરમ કરી તેને ધીરે ધીરે તાબે કરવાનું કામ વધારે સહેલાઈથી બજાવી શકાય છે. આ ઉપાય કેટલેક ઠેકાણે કારગત લાગેલો હશે, પણ એવી વેળાએ તો જે પુસ્તકો મનુષ્ય જાત ઉપર વિતેલાં વિટંબણાં, વિઘ્નો, સંકટો અને આફતોનું વર્ણન આપી, માણસ જાતને મોટાંમાં મોટાં સંકટો વેઠતાં બચાવી શકે, તેવાં વાંચન અથવા તેવી મંડળીમાં ભેળાવું જરૂરનું છે. હવે આગળ સાંભળો.

આવી રીતે લાવણ્યવતીના વિવિધ કામોનું સ્મરણ કરીને તે ફરતો હતો, તે છેવટે મરવા માટે તૈયાર થયો; ત્યારે તેના સગાંવહાલાંઓએ તેને કહ્યું; "ભાઇ, એમ ધૈર્ય તજ નહીં! તે મરી ગઈ નથી, તો તું આ પ્રમાણે ઉન્મત થઇને શા માટે આત્માઘાત કરવા તૈયાર થયો છે? તું જો જીવતો રહીશ તો કોઈ પણ દિવસ તારી સ્ત્રી તને આવી ભેટશે! માટે તું આવી રીતે ગાંડાપણું છોડી દઈ ધૈર્ય ધર; અને તારી સ્ત્રીની શોધ કર. જે માણુસ ધૈર્ય ધરી કામ કરે છે તે માણસને કોઇ પણ વસ્તુ આ જગતમાં દુષ્પ્રાપ્ય નથી. આ પ્રમાણે જ્યારે તેને ઘણી ઘણી રીતે સમજાવ્યો ત્યારે અતિ કષ્ટે, ઘણા દિવસ સુધી તે તેઓના વચન ઉપર વિશ્વાસ મુકી ધીરજ પકડી રહ્યો. પણ પછી તેણે વિચાર કર્યો કે, "હું મારી સર્વ સંપતિ બ્રાહ્મણને

અર્પણ કરી, હવે તીર્થ યાત્રા કરી, મારાં પાતિકને ધોઇ નાંખું. કારણ કે પાપનો નાશ થાય ને પુણ્યનો ઉદય થાય તો કદાચ ભટકતાં ભટકતાં પણ મારી પ્યારી લાવણ્યવતી મને મળી આવશે.” આ પ્રમાણે પોતાની તે ઉગ્ર અવસ્થામાં આવો ઠરાવ કરીને ઉઠયો. પછી સ્નાન વિગેરે કરી, રીત પ્રમાણેનું સર્વ કર્માંતર આટોપી લીધું. પછી તેજ દિવસે શાસ્ત્ર વિધીયે પૂજન કરી, જુદી જુદી જાતનાં ભોજન તથા મદ્યથી બ્રાહ્મણોને અચ્છી રીતે તૃપ્ત કર્યા; અને સઘળું ધન તેઓને દાનમાં આપી દીધું.

ભોજન કછુ ન પાયો, પરોનો રહ્યા ન ભૂખો,
ચોપડ તનખ ન મિલી, ભોજન ભયો ન લૂખો;
પારધિ ચડયો શિકાર, બાન સિંહન પર મૂકયો,
સિંહ ન લગ્ગી ચોટ, પારધી ઘાવ ન ચુકયો.
કવન નાર તેં ભોગવી, નહિં પિછાની નેન ભર;
વેસી નવલી નારકે, કમલ ખિલે પાષાન પર.

પછી તેણે પોતાનો દેશ તજી દીધો, અને પોતાની પ્રાણ પ્યારીને મેળવવાની ઇચ્છાથી, તીર્થયાત્રા કરવા નીકળ્યો. ભટકતાં ભટકતાં માર્ગમાં હરસ્વામીને સુર્યરૂપી પ્રચંડ મુખવાળો, ગરમ કિરણરૂપ કેસવાળીવાળો, ભયંકર, ગ્રીષ્મઋતુ રૂપ કેસરી–સિંહ મળ્યો. પ્રિયાના વિયોગવાળા વટેમાર્ગુઓએ મુકેલા ઉષ્ણ નિશ્વાસથી જાણે ઉષ્ણ થઇ ગયો હોય તેમ અત્યંત ઉષ્ણ પવન પુંકતો હતો. જ્યાં ત્યાં સુર્યના કિરણોથી જેમાં પાણી સુકાઈ ગયાં છે, અને વળી કાદવ પણ સુકાઈ ગયો છે, એવાં જળાશયો–તળાવો ફાટી ગયેલાં હૃદય જેવાં જણાતાં હતાં. અને શીયાળવાંના ચિત્કાર શબ્દ વડે ગર્જિત થયેલા, જેનાં પાંદડાં તાપથી કરમાઈ ગયેલાં છે એવાં વૃક્ષો, માર્ગમાં વસંતઋતુની શોભા નાસ થવાથી જાણે રૂદન કરતાં હોય તેવાં દેખાતાં હતાં. તે સમયમાં હરસ્વામી પણ સુર્યના તાપથી, પ્યારિના વિરહથી, ક્ષુધાથી, તૃષાથી અને નિત્ય માર્ગમાં ચાલવાથી, અંગે કરમાઈ જવાથી, અને તે દુબળું તથા ધુળથી ધુસરૂં થઇ જવાથી, ભટકતો ભટકતો, એક ગામમાં જઇ ચઢયો. ત્યાં ભોજનની ઇચ્છાથી પદ્મનાભ નામના અન્નછત્ર બાંધનારા બ્રાહ્મણને ઘેર ગયો, પણ તે કુલિન હતો તેથી ‘ભિક્ષાંદેહિ’ બોલી શકયો નહીં. તે બ્રાહ્મણને ઘેર ઘણા બ્રાહ્મણો જમતા હતા એટલે હરસ્વામી તેના દ્વારના ટોલ્લાને પકડી મૂગો મૂગો, બોલ્યા ચાલ્યા વગર જ ઉભો રહ્યો. હરસ્વામીને ટોલ્લો પકડીને દ્વારપર ગુપચુપ ઉભેલો જોઈ, અન્નછત્ર બાંધનાર બ્રાહ્મણની સ્ત્રીને દયા આવી. તે પોતે સદ્‌ગુણી ને પરમદયાળુ હતી, તેથી વિચાર કરવા લાગી કે, “અફસોસ! સર્વ શકિતમંદ ક્ષુધા! તે કોને ક્ષુદ્ર બનાવતી નથી? મારા ઘરના દ્વારપર આ કોઇ પણ મનુષ્ય, નિચું

મુખ કરીને ઉભો છે, તે અન્નને માટેજ ઉભેલો જણાય છે. એ ઘણા દુર દેશથી ચાલીને અહીં આવેલો જણાય છે, કેમકે સ્નાન કરી શરીરને સાફ કર્યું છે, તોપણ ભુખને લીધે તેની ઇંદ્રિઓ દુર્બળ થઈ ગઇ છે. બેશક એ અન્ન-દાનને પાત્ર છે." આ પ્રમાણે મનમાં વિચાર કરી તે સાધ્વી સ્ત્રીએ, ઘરમાંથી ઘી તથા સાકર નાખીને બનાવેલા ઉત્તમ પ્રકારના દુધપાકથી ભરેલું પાત્ર, એ હાથમાં લઈ આવીને, તે બ્રાહ્મણને ઘણા વિવેક સહિત આપ્યું; અને કહ્યું કે "જાઓ; આ લઈને કોઈ પણ વાવના કિનારા ઉપર, અને ત્યાં જઈ પ્રાસન કરો. કારણ કે અહીં બ્રાહ્મણો જમે છે, તેથી સઘળે એઠવાડ એઠવાડ ને ગંદકી થઈ રહી છે." હે બાઈ!

મકુન્ ખાર્ બાહુન્દહ્ દર્વીશરા;
બરે તખ્ત્ મન્શાન્ બદ્ અન્દીશરા.

ભીખ માંગનારા દરવેસોને તુચ્છકારી ના કાઢતી. ગૃહસ્થ માણસે પીડાયલાને સુવાનું, થાકેલાને બેસવાનું, તરસ્યાને પાણી ને ભુખ્યાને ભોજન આપવાથી તેને દુઃખ નડતું નથી. શત્રુ પણ જો ઘેરે આવીને પરોણો થાય તો તેનો પણ સત્કાર કરવો. કેમકે ઝાડને કાપનારા કઠિયારાની ઉપર પણ વૃક્ષો છાયાં રાખે છે. સામા જઈને ભિખારીને ખુશીથી જે દાન આપવું તેને શ્રેષ્ટ દાન કહે છે. કોઈએ માગ્યાથી જે દાન આપવું તેને મધ્યમ દાન કહે છે. શ્રધ્ધા વગર અને નારાજ થઈને દાન આપવું તેને તો અધમ દાન કહે છે. કૌતક પાડી પાડીને ખિજવાઈને જે દાન આપવું તે દાન કર્યાથી તો દાતાને દોષ લાગે છે. પરંતુ સો કાલાવાલાએ એક પાઈ પણ દાન કરતો નથી તે તો નીચનો નીચ છે. અન્યાયથી કે લુચ્ચાઈથી મેળવેલા પૈસા વડે જે દાન ધર્મ કર્યો તો તે કરના-રને મોટા ભયથી બચાવતું નથી. જલાશય, એટલે વાવ, તળાવ, કુવા, નદી એ પુણ્યના ધામો છે, સર્વ પ્રાણીઓ તેમાંથી પાણી પીને જીવે છે. એટલા માટે સર્વ પ્રાણીઓને ભય મૂકત કરવાં, દુઃખમા સહાયતા આપવી, તૃષ્ણાથી જે માગતો આવે તેની ઇચ્છા તૃપ્ત કરવી, અને જે દાન આપ્યાથી "મેં ઠીક આપ્યું છે" એવો સંતોષ થાય છે; તે દાન શ્રેષ્ટ છે. મનુ મહારાજ કહે છે કે; સર્વ દાનોમાં પાણીનું દાન ઉત્તમ છે, માટે મનુષ્યે કુવા, તળાવ, વાવ, વાવડી કે તળાવ ખોદાવવાં. પરાશર રૂષિ કહે છે કે; જે મનુષ્ય સદા એકાગ્ર મનથી અન્નનું દાન આપી ભુખ્યાંની ભુખ ભાંગે છે તેને કષ્ટ કે દુઃખ આવતાં નથી.

પેટ હાએ! પેટ અરે પેટકા ગડા,
જાહીરમેં હુએ છોટા, પર હુએ દોજખસે બડા.
દુન્યાંકાભી માલ, ઇસમેં દો જો ડાલ,
તોભી ખાલીકાહી ખાલી રહેતા હય પડા.—પેટ.

"બ્હેનો ને બંધુઓ!" બુઝર્ગ સાહેબ બોલ્યા;

જે કોઈને માટે પૃથ્વી એજ રમ્ય શય્યા છે, ભુજ લતા એજ વિપુલ ઉપધામ છે, આકાશનો ચાંદરવો છે, ને અનુકૂળ પવન તે વીજણો છે, એમજ જે માને છે, ચંદ્રરૂપી દીવો ઝરઝરાટ બળે છે ને વિરતિ નામની લાલના સાથે રંગ રમાય છે, એમ મુનિ નૃપની પેઠે અતનુભૂતિ હોઇ જે મન મોટું રાખીને સુખે શાંત થઈ સુવે છે, તેજ સંતોષી છે, ને તેજ સમજે છે, કે ગરજ પડે ત્યારે પેટ ભરવાને ઈશ્વર કૃપાથી પવન પણ મદદ કરે. રૉબીનસન ક્રુઓ જ્યારે એકલવાયો, વાયે જેહાન જંગલી ટાપુમાં આવી પડયો, ત્યાં તેને પેટ ભરવાનું શોધી કાઢવાને ખુદાએ માર્ગ પણ સૂચવ્યો હતો. ખરી લાચારી તો ભુખે પેટ ફૂટ ફટ થાય છે ત્યારેજ હોય છે. ફ્રેન્ચ લોકોમાં કહેતી છે, કે ગાંડી ગાયનું માંસ ખાઇને પેટ ભરવાની સ્થિતિ આવે ત્યારેજ ખરી લાચારી ગણવી. જ્યારે એક માણસ તદન ભુખે મરતી હાલતમાં એક મુવેલી ગાયનું, અને તે પણ ગાડી ગાયનું, માંસ ખાઇને ગુજારો કરવાની નોબતે આવી પહોંચે, તે મુએલી બિલાડીનું પણ માંસ ખાવાને ટિંગાયા કરે છે; અને ત્યાંજ તમે ખરી લાચારી બેચારી કહેજો, બાકી કોઈ પણ માણસ ખુદાના ઘરમાં લાચાર નથી. વળી જે માણસ પેટ ભરવા ઉપરાંત ખાધરો હોઈને ઘરબાર વેચીને પણ પેટનેજ તૃપ્ત કરતો હોય તેનાં ઘરબાર વેચાઈ ગયાં તેથી તેને નાચાર બેચાર કહેશો ના. પાપી પેટને કાંઈ કાન હોતા નથી. ભુખ્યો આદમી કાંઈ પણ ડહાપણની વાતો કે કાંઈ પણ સલુકની તકરારો બીલકુલ સાંભળીજ શકતો નથી.

ઊમ્રે ગેરાંમાએ દરીન સર્ફ શુદ; તા ચે ખુરમ સેફો ચે પુશમ શેતા!
અએ શેકમે ખીરે બ નાની બેસાઝ; તા ન કુની પોશ્ત બ ખીદમત દુતા.

ભરી પુંજીની ઉમર તો એના એ ખ્યાલ ને વમાસણમાં ખર્ચાઇ ગઇ, કે ઉનાળામાં ખાઇશ શું, ને ટાઢમાં પહેરીશ શું? અરે એ નફટ પેટ! તું એક રોટી ઉપર સંતોષ પકડ, કે કોઈની ગુલામગીરીમાં પીઠને વાંકી કરવાની તને ફરજ નહીં પડે!

એક દેશનો રાજા, પૈસાનો બહુજ લોભી હોવાથી, પોતે પણ પેટે પાટો બાંધીને બસ તિજોરી ભરતો હતો. બહુજ કંજુસાઇ ને નજીસપણાથી પૈસો ભેગો કરતાં રૈયત ઉપર બહુજ જુલમ કરતો હતો. પૈસાને ખાતર તે કાંઇએ કરવા ચુકતો નોહ્તો. તમામ દેશને ચુસી રહ્યા પછી તેણે એવો ઢંઢેરો કાઢયો, કે કોઈના પણ ઘરમાં સોના મોહોર તો શું પણ રૂપાં નાણું પણ હોય, તો તે તમામ સરકારી શિલકમાં આપી જવું, નહીં તો પાછળથી તપાસ કરતાં કોઈની પાસે એક સિકકો પણ નિકળી આવશે તો ગરદન મારવામાં આવશે. આથી લોકે ડરીને બધું વિણી વિછીને સરકાર તિજોરીમાં ભરપાઈ કરી દીધું. છેવટે

તપાસ કરવા અર્થે તેણે પોતાની એકપૂરી સુંદર બેટીને ઘરેણાં ગાંઠાંથી સૃંગારીને ચોકમાં ઉભી કરી મનાદી ફેરવી, કે "જે કોઇ રૂપાંનો માત્ર એક સિક્કો લાવી આપશે તેની જોડે એ છોકરીને આપી દઇશ!" આ સુંદરા ઉપર એક ગરીબનો છોકરો મોહિત પડયાથી ખાય નહીં, પીએ નહીં, ને પોતાની માને કહે કે, "ગમે ત્યાંથી એક રૂપ્યો લાવ્ય! નહીં તો હું ભુખે ભુખે મરી જઈશ!" માતાનું દિલ પિગળ્યું એટલે બોલી:—"બેટા! મ્હારી કને તો એક પાઇ પણ રહી નથી, પરંતુ ત્હારો બાપ મરી ગયો તે વેળાએ તેના મોંમાં એક રૂપ્યો મૂકીને કબરમાં દાટેલો છે, તો કબર ઉકેલીને રૂપ્યો લાવ!" છોકરે કબ્રસ્ટાનમાં જઈ બાપની કબર ખોદીને રૂપ્યો આણ્યો! પછી પેલી કન્યાનો હાથ માંગ્યો, એટલે રાજાએ તલાસ કરી, કે ડોસીએ એક રૂપ્યો છુપાવ્યો માટે એને ગરદન મારવી જોઇએ. ડોસીએ આવી રાજાને ખરી વાત કહી દીધી, અને જીવથી બચવા પામી. આવો જુલમ ચાલતાં ચાલતાં લોકોનાં વસ્ત્રો પણ હવે તે રાજાએ કઢાવી પરદેશમાં વેચવા માંડયાં. મુસાફરો, ફકીરો, વૈરાગીઓ, કે ભિક્ષુકને પણ તે રાજા છોડે નહીં. એમ કરતાં એક દિવસે એક ફકીર માત્ર લંગોટભેર આવી ચઢયો. તેને પણ તલાયાઓએ ઘેર્યો. તેણે કહ્યું; "હું રાજાની આગળ આવી મ્હારી કોપીન આલી દઇશ!" જ્યારે રાજા આગળ તે આવી ઉભો ત્યારે હિંમતથી બોલ્યો—

હમચુનાં દર ફેકે આં બચતમ કે ગુફત;
પીલબાંની બર લબે દરિયાએ નીલ.
ઝીરે પાએયત ગર ન દાંની હાલે મુર;
હમચુ હાલે તુસ્ત ઝીરે પાએ પીલ.

હે રાજન! શેખ સાદી કહે છે કે; નાચાર માણસ ઉપર જુલમ થતો જોઇને, શું શ્લોક હું બનાઉં, તેના વિચારમાં હું હતો, એવામાં નાઇલ નદીના કિનારા ઉપર એક હાથીનો માવત નીચે પ્રમાણે બોલ્યો કે; "હે વ્હાલા! ત્હારા પગ તળે ચંપાઈ મરતી કીડીને કેવી પીડા ને કેવું દર્દ થતું હશે તે શું તું નથી સમજી શકતો? તો સાંભળ, કે જેમ તું હાથીના પગ હેઠળ ચંપાઈ જાય, ને તને જેવું દુ:ખ દર્દ થાય તેવુંજ દર્દ ત્હારા પગ હેઠળ ચંપાઈ મરતી કીડીને પણ થાએ છે.

"હે રાજન! મ્હારી આ લંગોટ લઇને શું કરીશ?" રાજા કહે:—"એની જે કાંઈ પાઈ પૈસો કિંમત ઉપજશે તે રાજ્યના કોષમાં નાખીશ!" ફકીરે તુર્ત નાગો થઇ પોતાની કોપીન રાજાના દિલ ઉપર ફેંકી પુછ્યું:—"આ બધા પૈસા ભેગા કરીને છેવટે મરતી વખતે તો તું મ્હારી માફક નાગો જવાનો છે, હવે તું મ્હને કહે, કે આ બધો ખજાનો કબરમાં તને આંધી

આપવામાં આવશે ? આ ખજાનો ત્હારી સાથે આવવાનો હોય તો તું આ અનર્થ કર, પરંતુ એક પાઈ તો શું, પણ આવી લંગોટ પણ સાથે કોઈ બાંધી આપનાર નથી, ત્યારે શા માટે આ પાપનો ભારે બોજો માથે ઉઠાવે છે ?" રાજાને ચોંટ લાગી, અને તમામ ખજાનો રૈયતમાં વહેંચી આપી પેલીજ લંગોટી બાંધીને જંગલમાં ચાલ્યો ગયો !"

હવે પછી વાર્તા સાંભળો. હરસ્વામી ભોજન પાત્ર લઈ, "બહુ સારૂં, ત્યાં જાઉં છું," આમ કહી ત્યાંથી થોડેક દુર એક વડવૃક્ષ નિચે વાવ હતી, તેની પાળ ઉપર ગયો. તે પાળ ઉપર ભોજનનું વાસણ મૂકયું. પછી પોતે વાવમાં ઉતરી હાથ પગ ધોયા, આચમન લીધું, બહાર આવ્યો, અને અતિ પ્રસન્ન થઈને મિ- ષ્ટાન્ન લેવા માટે આવવા લાગ્યો. પણ તેવામાં એક શકરો પોતાની ચાંચમાં અને બે પગમાં પકડી, એક કાળા સર્પને લઈને તેજ વડવૃક્ષ ઉપર આવીને બેઠો. તે મરેલા સર્પના મુખમાંથી ઝેરી લાળ ગળતી હતી, તે હરસ્વામીના ભોજનપાત્રમાં પડી. હરસ્વામીએ તે ઝેર પડતાં દીઠું નહીં, તેથી તેણે ઝડપથી ત્યાં આવીને સડાસડ ખાવા માંડયું. ભુખ કડકડીને લાગી હતી, અને વળી ખાવાનું મીઠું મીઠું હતું, એટલે એક ક્ષણમાં તે સઘળું ચપાટી ગયો. તુરતજ તેના શરીરમાં ઝેર ચઢી ગયું, અને તેથી તેને લાહે લાહે બળવા માંડી. હરસ્વામી ઝેરની પીડાથી આકુળ વ્યાકુળ થઈ ગયો અને બોલ્યો; "જ્યારે નસીબ અવળું થાય છે ત્યારે આ જગત્‌માં શું અવળું થતું નથી ? મારાં પણ તેવાંજ વલેખાં છે. મને આહાર માટે ઘી તથા સાકરવાળો ઉત્તમ દુધપાક મળ્યો તોપણ મારા નસીબને યોગે તે ઝેર રૂપ થઈ પડયો છે."

આ બોલતો બોલતો, અને ઝેરના નિશામાં ડોલતો ડોલતો, તે અન્ન છત્રવાળાને ઘેર ગયો; અને તેની સ્રીને કહ્યું; "તમે મને જે દુધપાક ખાવા માટે આપ્યો હતો તેમાં ઝેર હતું; અને તે ખાવાથી મારા શરીરમાં ઝેર ચઢી ગયું છે, તે ઉતારવા માટે કોઈ મંત્ર જાણનારને સત્વર બોલાવો કે જે મારૂં ઝેર ઉતારે. જો તમે મને બચાવશો નહીં તો તમને બ્રહ્મહત્યાનું પાતિક લાગશે."

હાય ! યે મેરી હસરત થી, યે ઉસ્કા દિલી અરમાન હય ;
આ ગયા થાલીમેં ભોજન, મેહેરબાં ભગવાન હય !

જેની વાસના જે ચીજ ઉપર ચોંટી છે તેની વાસના આ જન્મે તૃપ્ત ના થાય તો તેનો મરતી વખ્તે પણ પ્રાણ અકળાય છે. વાસના જ્યાં સુધી મરી ગઈ નથી ત્યાં સુધી મરેલો માણસ ખરો મરેલો જાણશો ના. તો પછી જીવતો માણસ ખાધાની વાસના તૃપ્ત થયા શિવાય જીવ્યો કે નહીં જીવ્યો તે સૌ સરખુંજ છે.

હરસ્વામી આ પ્રમાણે સ્રીને કહીને તરત જમીન ઉપર ચટોપાટ પડયો, તેની આંખો ઉંચી ચઢી ગઈ, મુખમાંથી ફીણ નિકળવા માંડયું, અને તેનું આખું અંગ તણાવા લાગ્યું. તેણે ત્રણ ચાર ડચકીયાં ખાધાં ને તરત પ્રાણ તજ્યા! પેલી ઘર ધણીઆણી આ સર્વ સાંભળીને અને હરસ્વામીને જમીન ઉપર પડેલો જોઇ દિગમૂઢ થઈ ગઈ; તે મનમાં વિચાર કરવા લાગી કે; "આ શું થયું?" તેના પતિએ, પોતાની સ્રી નિર્દોષ હતી તથા પરોણાની સેવા ચાકરી કરનારી હતી, છતાં પણ તેના ઉપર અતિથીને મારવાનો મિથ્યા દોષ મૂકીને ક્રોધ કર્યો ને તે સાધ્વીને ઘરમાંથી કાઢી મૂકી. તે સ્રી અતિ ગુણવાન હતી, અને સદાકાળ ઉત્તમ કર્મ કરતી હતી, છતાં પણ તેના ઉપર મિથ્યા અપવાદ આવ્યો, અને તે અપવાદને લીધે તેનું અપમાન થયું, એટલે સંસારમાંથી માયા ત્યજી દઈ, તપ કરવા સારૂ કોઈ તીર્થમાં જઇને રહી.

હવે ધર્મરાજાની આગળ તે વીશે તકરાર નિકળી, કે બ્રાહ્મણની હત્યા શકરાએ કરી, કે સર્પે કરી, કે અન્ન આપનારાઓએ કરી? કોણે બ્રહ્મહત્યા કરી? આ વિષે કોઈપણ રીતનો નિર્ણય થયો નહીં.

પછી વૈતાળ બોલ્યો; "તો હવે રાજા ત્રિવિક્રમસેન! તમે મને આ પ્રશ્નનો ઉત્તર આપો કે બ્રહ્મહત્યા કોણે કરી? જો મ્હારા પ્રશ્નનો ઉત્તર જાણયા છતાં પણ તમે આપશો નહીં તો તમને પૂર્વાપાર જે શાપ દેવાનું કહ્યું છે તે લાગુ પડશે."

રાજા ત્રિવિક્રમસેને શાપના ભયથી બીહીને, તે વૈતાળનો પ્રશ્ન સાંભળી, મૌન્ય વ્રત મુકી તેનો ઉત્તર દીધો. હે યોગેશ્વર! બ્રહ્મહત્યાનું જે પાતિક તે હરસ્વામીને પોતાનેજ લાગે છે, તેમાં બીચારા સર્પનો શું વાંક છે? તે તો પરાધીન હતો ને તેને તેનો શત્રુ લઇ આવીને ખાતો હતો તેવામાં તેના મુખમાંથી લાળ ઝરી તેમાં તે શું કરે? તેમજ તે ક્ષુધાતુર શકરાને અકસ્માત્ જે અહાર મળ્યો તે લઇને ખાતો હતો, એટલે તેનો પણ શું દોષ? અને અન્ન છત્રવાળાં દંપતિ, જેણે દુધપાક ખાવા માટે આપ્યો હતો, તેમાંથી એકેને પણ બ્રહ્મહત્યા શા માટે લાગે? તે બન્ને જણ તો ધર્મ માર્ગમાં વર્તતાં, ત્યારે તેમનો દોષ શો? તેથી, જે મૂર્ખ માણસ વિચાર કર્યા વગર, ઉપર જણાવેલામાંથી એકને અંગે બ્રહ્મહત્યા લાગ્યાનું કહે, તે જડબુધ્ધિનેજ બ્રહ્મહત્યા લાગે છે એમ હું માનું છું."

# દિલાસા પત્ર.

## (૩૧૯ મો.)

" Who can hold a fire in his hand.
By thinking on the frosty Caucasus?
Or cloy the hungry edge of appetite,
By bare imagination of a feast?
On wallow naked in December snow,
By thinking on fantastic summer's heat?
Oh, no! th' apprehension of the good
Gives but the greater feeling to the worse:
Fell sorrow's tooth doth never rankle more,
Than when it bites, but lanceth not the sore."

SHAKSPEARE.

ઓ ઇનશાન! આફ્ત શું આવી પડવાની છે, મોત કયારે આવશે, રંડાપો કઇ સ્થિતિમાં આવશે, ઘરને કયારે આગ લાગશે, મુસાફરીમાં કયાં મરણ થશે, વેપારમાં કઇ ગમ ગોદો લાગશે, છોકરાં કફોડાં નિકળશે કે કેમ, એ સૌનું અગાઉ અગાઉથી જાણીને તું શું કરવાનો હતો? જેટલું ઇશ્વરે ત્હારાથી ભવિષ્ય છુપાવ્યું છે, જેટલો તને અજાણ્યો રાખ્યો છે, એટલો તને તમામે તમામ લાભજ કર્યો છે. ન તો કાલે આફ્ત આવી પડવાની જાણી તું આજેજ આપઘાત કરત. આવતી કાલે મોત છે એમ જાણી આજજ મરણ નિપજત. કાલે રંડાપો છે એમ સમજી કોઇ પરણુત પણ નહીં. આગે ભષ્મ થવાનું છે એમ જાણુત તો કોઇ ઘરે બાંધત નહીં. ટોટાનો વેપાર જાણી વેપાર પણ કરત નહીં, અને છોકરાં બચ્ચાં નાફરમાન નિવડવાનું આગમચથી જાણીને કોઈ સંસાર વહેવાર માંડતજ નહીં. એક જ્યોતિષી જોશીના હુન્નરમાં બહુ પૂર્વિણ હતો. તેણે એકવાર બહાર ગામથી ઘેરે આવીને જોયું તો કોઇ પર પુરૂષ સાથે પોતાની સ્ત્રીને એખલાસથી હસી હસીને અલૈયાં બલૈયાં કરતી દીઠી. આ ઉપરથી તેને અજાયબી ઉપજી, ને ક્રોધે ભરાઈ ગાળાગાળી કરવા લાગ્યો, અને તે ઉપરથી મોટી પંચાતી થઇને ઝગડો ઉભો થયો. આ વઢવાઢ જોઇને તેનો ડાહ્યો પાડોશી જેને જોતિષ ઉપર શ્રધ્ધા નો'તી, પણ "પરમેશ્વર કરે તેજ ખરૂં" એમજ માનતો હતો, તે ઘરમાંથી બહાર નિકળી આવીને જોશીને કહેવા લાગ્યો:—

"તુ ખર ઓજે ફલક ચે દાંની ચીસ્ત?
ચું ન દાંની કે દર સરાયે તો કીસ્ત?"

ખુદ ત્હારા પોતાનાજ ઘરમાં પારકો બેગાંનો પુરૂષ કોણ આવે છે ને જાએ છે, ને ત્હારા ઘરની ખરાબી કરે છે, તેજ જ્યારે તું જાણી કે પારખી શકતો નથી તો પછી ઉંચાં આકાશ ઉપર, ગ્રહમંડળ ને રાશી મંડળમાં શું શું બને છે તે તું કેમ પારખી શકતો હશે? પણ હું આમ પુછું, કે માણસે પોતાના દુઃખના દહાડાની તારીખ મિતી ને દહાડોવાર અગાઉથી જાણવાની જરૂર શું છે? જે દુઃખ પોતાના મથકેથી ત્હારે માટે ઉપડી ચુકયું હોય તેને અધવચે એસ્તેકબાલ લેવા જવા ત્હારે શા સારૂ જવું જોઈએ? બલકે તે જે રસ્તેથી આવતું હોય તેથી ઉલટો રસ્તો કાં નહીં પકડવો?

મ્હારા વ્હાલા બેટા!

જંજાળ અને મુશીબતને અર્ધે રસ્તે લેવા તું જતો ના, પણ તે જંજાળને આખો રસ્તો કાપવાની મહેનતમાં ને દુઃખમાં તો જરા નાખજે. કદાચ દુઃખ પોતેજ કંટાળીને ત્હારૂં ઘર દૂર જોઇનેજ થાકી જઈ પોતાનો ઇરાદો તજી દેશે. ઇનશાંનો પોતાની મેળે ચિંતા કરી કરીને હાથે કરીને પોતાને સતાવે છે, પોતેજ કાળજી કાળજીએ પોતાને ગાંડો ઘેલો ને દિવાનો બનાવે છે, પોતે હાથે કરીને ફીકર ફીકરે પોતાનું મોત નિપજાવે છે. લોભ કે સ્પૃહા પણ ઠીક છે, ઉદ્યોગ અને મહેનત પણ ઠીક છે, ઉત્સાહ એ પણ ઠીક છે, પરંતુ બેચેની, અસ્વસ્થા, અશાંતિ, વ્યાકુળતા, વ્યગ્રતા, ઉદ્વેગ, ચીડયાપણુ, ભીજાજીપણું, રીસાલ સ્વભાવ એ તો માણસને ચેરવીને ચડેલો કરી નાંખી અંતે મોત નિપજાવે છે. ફીકર, કાળજી, ચિંતા અને તેમના જેવા બીજા ભાઇબંધો પુરૂષ, સ્ત્રિ, બાળક એ સર્વને માટે બહુ મોંઘા પડી જનારા પરોણા છે. તેમની પરોણાગતમાં ચકચૂર બનવું એ મહા પીડા થઈ પડે છે. ચિંતા પહેલાં તો તંદોરસ્તીને લકવાથી પીડે છે, કાળજી જીગરને ફોળી ફોળીને કોતરી ખાય છે, અને બધા અવયવોને ઢીલા ધચ કરી નાંખે છે, અને પછી છેવટે બધાં હાડે હાડને ફાડી ચીરી નાંખે છે. ખુદાની ઇચ્છા આગળ ચિંતા કરવાથી શું લાભ થાય? તેનાથી બધી હાનિ ને નુકશાનજ થાય. ગુમાએલી વસ્તુ માટે ચાલુ લાંબા વખતનો શોક પણ એજ પરિણામ લાવે છે. એ દરેક વાના પોત પોતાની જુદી જુદી અસર જણાવે છે.

દરેક હાલતમાં કાંઈને કાંઇ કષ્ટ તો હોવાનુંજ; માટે સંતાપના અંધારાને દફે કરવા માટે જેમ બને તેમ તમારો ગભરાટ કમી કરો! જેઓ કલેશ ને દુઃખની જાળ પાંથરતા હોય તેમણે હમેશાં પ્રકાશિત ધોળી બાજુજ જોયા કરવાની ટેવ રાખીને, અને જીવને અને ચહેરાને આનંદી સ્વભાવથી પ્રકા-

શિત રાખીને દુઃખનો વિચારજ નહીં કરવાની આદત પાડવી. આપણે જો શાંતિથી થોભી જવાનો ગુણ અખ્ત્યાર કર્યે તો દરિયાના મોજાઓની માફક સઘળો હુચમચાટ, ખળભળાટ, પજવાટ, અને હેરાંનગતિ આપણા પગ આગળ ભાંગી જઇને મળે નહીં થઈ જશે. માટે હે બેટા! ઇશ્વરની મદદ લેવાનો મનુષ્ય માત્રને એકલો છેવટનો આધાર રહેલો છે, તે મેળવવા સારૂ જે હાલતમાં ખુદા રાખે તે હાલતમાં ખુશ રહેવું.

"પ્રભુ જયું રાખે તીયું રહીયે,
જોજો પ્રભુ કરે ભલો કરી માનો, મુખતે બુરો ન કહીયે....પ્રભુ
અન હોની હોની કરદે, સબ દુઃખ સરપર સહીયે,
કરે કૃપા કરી નામ જપાવે, સો અંતર લે ગ્રહીયે...પ્રભુ.

સાખી.

તુમરો ચીતીઓ હર ના કરે, કહાં કરો, તુમ ચીત?
હરકો ચીતીઓ હર કરે, તાપર, રહો નચીંત...પ્રભુ.
લાખ ઉપાય કોડ મત, કર દેખો સબ કોય,
અન હોની હોની નહીં, હોની હોય સો હોય...પ્રભુ.
હોનહાર હીરદે બસે, બીસર જાત સબ શુદ્ધ,
જૈસી હોનહાર હય, એસી ઉપજત બુદ્ધ....પ્રભુ.
બની બનાઇ બન રહી, અબ બનનેકી નાંહી,
બાબા ઈતના સમજ કે, મગન રહો મન માંહી....પ્રભુ.

શેઅર.

બ વકતે મુશકીલો સખ્તી, અઝીઝો સબ્ર આલા હય,
સબોકો ચર્ખ ગરદુને, યકીન ગરદીશમેં ડાલા હય."

રામદાસ સ્વામી કહી ગયા છે કે; શ્રીમંત તથા ભિખારી, અને દિવાના તથા ડાહ્યા, એવા લોક જગત્‌માં હમેશાં છેજ. કેટલાક માતબર ભિખારી થાય છે, અને કેટલાક ભિખારી માતબર બને છે. એવીજ રીતે વિદ્યાની વૃદ્ધિ જેમાં નથી, તેમાં તે સંગતથી આવે છે. ઘટમાળનો એક ઘડો ઠલવાય છે કે લાગલો બીજો ભરાય છે. અને જે ભરાય છે તે પણ પાછો ખાલી થાય છે. એવી આ જગત્‌ની ચાલ છે. વાસ્તે પૈસો એ તો બપોરની છાયા છે, અને આવરદા જરા જરા થઇ જતી રહે છે, તેનો વિચાર કરો. બાળપણું તથા જુવાની જઈ વૃધ્ધાવસ્થા અનુભવમાં આવે છે. વાસ્તે એ તરફ જોઇ હર કોઇએ પોતાનું સાર્થક કરવું. શરીર વડે જેવું કરે છે તેવું થાય છે અને પ્રયત્નથી કામ પાર પડે છે, માટે પ્રયત્ન કરવો. લોકોનો સ્વભાવ લાલચુ છે. તે દેવની પાસે જઇ "દેવ-દેવ" કહે છે. દેવ એટલે "દ્યો! આપો!" એવી

વાસના રાખે છે. ચાકરી કર્યા વિના પગાર માંગે, તેમ કાંઈ પણ ભકિત કર્યા વગર દેવ પ્રસન્ન થાય એવી ઈચ્છા રાખે છે. કષ્ટ વિના ફળ કે રાજય મળતું નથી, અને કરવા વિના કાંઇ બનતું નથી. આળસથી કામનો નાશ થાય છે, એ વાતનો પ્રત્યક્ષ અનુભવ છે. તેમ છતાં જે આળસુ થાય છે તે મૂર્ખ છે. પ્રથમ કષ્ટ ભોગવે છે તે સુખ પામે છે, અને પ્રથમ જે આળસનું સુખ માને છે તે છેવટ દુઃખ પામે છે.

પર સુખ સંપતિ દેખિ સુનિ, જરહિં જડ બિન આગ;
તુલસિ તિનકેં ભાગતે, ચલે ભલાઈ આગ.

આ લોક તથા પરલોકનો વિચાર એક સરખોજ છે; જે આગળનો વિચાર કરશે તેને ખબર પડશે. જેટલું મેળવે તેટલું ખાઈ જાય, તે દુષ્કાળમાં ભૂખે મરે પણ જે થોડું પણ સંગ્રહ રાખીને ખાય છે, તે ઉત્તમ છે.

જો એક એવો ફિરસ્તો હોય, કે જે માનવીના પાપ અને સંતાપની નોંધ રાખતો ફરતો હોય, તો તેજ જાણે છે, કે તે માણસે વગર કસુરે ફોકટના કલ્પિત વિચારોથીજ ઉંડા શોક અને ભારે ગમખારી, પોતાનાં પાપના પ્રમાણ કરતાં પુષ્કળ વધારી મેળેલી છે. ઉચાટ અને અકળામણ એ એવી જનસો છે, કે જે કોઈ પણ ગરીબમાં ગરીબ આદમી દીલ ચાહે ત્યારે ખરીદ કરી શકે. આપણા દીલમાં જે વિંટબણા, દુર્દશા, ઉપાધિ, ત્રાસ, કંટક, ચટપટી, કષ્ટિ, અને મુશકેલીઓ સિંચીને સંગરી રાખી છે, તેમાંની અર્ધો અર્ધ તો આપણે તેને સંઘ્રી રાખવાને માટેજ સંચય કરેલી હોય છે.

માટે હે બેટાઓ !

કલ્પિત આપત્તિઓની નીચે તમે દબાઇ ન જાવ. ભય અને મુશીબતના ખોટા ખ્યાલોને મારી હઠાવવા તમે તમારી હિંમત અને ડહાપણને બોલાવી લાવો. મનુષ્યના દેખાવોમાં એકાએક થતા ફેરફારો ઉપર વિચાર કરો, લડાઈમાં થતા ભિન્ન ભિન્ન અકસ્માતો ઉપર ઘોર કરો, નેકીના તરખાટના મહા બળને મનમાં લાવો, અને આપણો મહાન બાપ જે આપણી ભલાઈનો રખેવાલ છે તેને મદદે બોલાવી લાવો. **એડીશન** કહે છે કે; “હું તો, કંગાલ અવસ્થા પોતાની સત્તાનો મારા ઉપર ખરેખરો ગલબો કરે નહીં ત્યાં સુધી, મારાં સુખને તરછોડીને સંતાપનો જરાએ બોજો ઉપાડવાની નાજ પાડું છું. હું ખોટાં કર્મ કરતોએ નથી, ને કોઈને સતાવતોએ નથી, કે હિચકારો થઈને કોઈ છુપાએલા ભયથી ડરવાનું મને કારણે નથી.”

ધીંગ દેખકે ડરે, ગરિબકુ બોત સંતાપે,
બોલે જુઠા બોલ, તોલ મનમેં નહિ આપે;
ચાડી ચુગલી ખાય, હરામી બોતહિં ભાવે,

સન્મુખ આવે શૂર, ઉનીસેં ભાગા જાવે;
રીજ બૂજ જાને નહિ, નહિં સંગાતી દર્દકે,
કવિ મૂલચંદ મેંમદ કહે, યહ લચ્છન **નામર્દ**કે.

હે બંધુઓ! ફીકર કાળજીને જો તમારાં દીલમાં એકવાર પેસવા દીધી, તો તે તમારાં હૈડાંનો કબજો કરી બેસશે, અને ત્યાંથી કદિ પોતાનો કબજો છોડશે નહી. ચિંતા એ એવી જાતનો તામસી ચોર છે, કે જે માણસનું દીલ ધીમે ધીમે ચુસી ચુસીને ખાઈ નાંખે છે. જીંદગીનો દુશમન ચિંતાજ છે એમ ખાત્રીથી માનજો. ઘરડાં આદમીઓની આંખોની તે તપાસ રાખતી રહે છે, અને જેવી તેના પેટમાં તે પેસવા પામી, કે ઉંઘને બહાર હાંકી કાઢી પોતે તેની જગા લે છે.

ચિંતા બીજાું કાંઈ કરતી નથી, પરંતુ જીંદગીનું ભક્ષણ કરે છે. તમારી ચિંતાને જેમ બને તેમ સંકોચાવી દો, જેથી તે તેટલાજ ન્હાના વિસ્તારમાં રહેશે, અને બીજાંઓને સતાવશે નહીં. જે ખુદાનું ચાહવું હશે તે તો ગમે તેમ પણ થવાનુંજ, માટે તમે ફીકર કરીને તમારો નાશ ન કરો. દરેક ચિંતા આપણાં કફનમાં એકેકો વધુજ ખીલો ઠોકતી જાય છે, પરંતુ દરેક વખતે આનંદથી હસી નાંખવાથી પાછો તે ખીલો નિકળી શકે છે. પૈસે ખીસો તર હોવા કરતાં જે અંતઃકરણ ચિંતા વગરનું છે તે લાખ દરજ્જે ઉત્તમ છે.

જે મનુષ્યનું મગજ ચિંતાનો શિકાર થઈ પડે છે, તેને પેટ પુરતો અનાજ પણ મળતો નથી. જે ચિંતાની ડાકણને તાબે થાય છે, તેની ઉંઘને પહેલાં તો તે ઉઠાવી લઈ જાય છે. જે માણસ ફીકરમાં ગરકાવ થઈ ગયો હોય છે, તે ઘરનું એકે કામ કરવાને અશકત થઈ પડે છે, અને તે ચાલુ પોતાના હૈયાંને ચિંતાનો ડંશ લગાડયાજ કરે છે. તે હર વખત સાજો સમો પણ માંદો ટાટો રહે છે. જેને ચિંતા ચોંટી બેસે છે તે તદન અચેત અને શુધ્ધ બુધ્ધ વગરનો થઈ પડે છે. **વચ્છરાજ** કહે છે, કે ફીકરમાં એવી શકિત છે, કે તે પથ્થર જેવા માનવીને એવો તો પીળો પાંજરો, ફિકકો ફચ્ચ, અને સુકવી નાંખેલો બનાવે છે, કે તે ગળાઇ ગળાઇને ઝુરી ઝુરીને તવાઇ તવાઈને હાડકાં કાઢેલું હાડપિંજર જેવું થઈ પડે છે. હે ભાઈ! તને ઇશ્વર ઉપર વિશ્વાસ નથી, તો તું ખૂબ ચિંતા કર્યા કર, તને કોઇ અટકાવતું નથી.

ચું ખુર્સંદ ગરતી બ દાદે ખુદાય; તવાંગર શુદી ચક્ દિલો પાક રાય.
કે આઝાદે દારી તનતૂરા ઝે રંજ; તને મર્દે બી આઝ બેહતર ઝે રંજ.

હે બંદા! પરમાત્માના ન્યાય ઉપર તું વિશ્વાસ મૂકીને જો પ્રસન્ન થયો તો તું મકકમ હૈડાંવાળો, પવિત્ર, અને ધનવાન થયો એમજ વિચારજે. કેમકે પરમેશ્વરની ઇચ્છા અને હુકમને નમીને સબુરી પકડશે, તો તું ત્હારાં શરીરને સંકટથી મોકળું કરશે. જે માણસને હરેક વાતનો લોભ નથી, તેનો દેહ તો એક મબલગ

ખજાના કરતાં પણ મહા બળવાન છે. તે બેઅકલીઓ રડાપીટ, વિલાપ, શોક પોક, હાહાકાર, અને આક્રંદ કરવામાં, બાલ પિંખી નાંખવામાં, અને નિરાશીના એક ઈલાજ લેખે માથું મુંડાવીને કિંવા મુંછ બોડાવીને ગમગીનીમાં મરવા ખુશી રહે છે. હે બેટા! આફતની નજીક આવેલી ઘડીએ બળવાન થા; અને જેમ એક લડવૈયો ભયથી બીતો નથી તેમ તને લાગેલા આંચકાને તું યોદ્ધો થઈને સહન કર. આવતો ભય હજુ તો અર્ધે રસ્તે હોય છતાં એક રાજા કે એક મજુર જેઓ તેને અધવચ્ચે લેવાને જાય છે, તેઓ એક દહાડો પણ જીવવા માંગતા નથી. એથી ઉલટું ગમે એવો કારી ઘા આપણને લાગ્યો હોય, આપણી દિલગીરીનું ગમે એવું મોટું કારણ બન્યું હોય, તોપણ ગીરફતારીનું વાદળ વખત ઘસડી લઇ જવાનો, અને વખતજ આપણું ખોવાયલું સુખ અને ગુમાયલી ખુશાલી પાછી લાવી મૂકવાનો, માટે મહાન **નેપોલ્યન**ની પેઠેમ દુઃખના વખતમાં વખત કાઢી નાંખો. **નેપોલ્યન** જ્યારે દિલગીરીઓ અને શોકોના વખતને જોતો ત્યારે ત્રણ અઠવાડિયાં સુધી ટપાલમાં આવેલાં કાગળો ફોડીને વાંચતો નહીં, અને બળાપો કરાવનારા સંદેશા મોકલનારાઓ પણ પોતાના જવાબની કાંક્ષા કરતા નો'તા. એ તો બેટા સંસારનો રગડો એવો ને એવોજ છે, કરાવેછ શું? સંસાર માંડયો ત્યાંથી ભુતનાં ભડકાં અમસ્થાં પણ ભડકાવ્યાજ કરે. દુઃખની વાત ખરેખરી બની કે ન બની તેની તપાસ કરવા પણ ચિંતાતુર સંસારી થોભતો નથી. તે સાચી વાત કદાચ વહેલી નહીં ગ્રહણ કરે તોએ માઠા સમાચાર તો ઝટ ખરાજ માની લે. એક ગ્રહસ્થ—જ્ઞાનીને ત્યાં એક વૈરાગી પરોણા તરીકે ઉતર્યો. ગ્રહસ્થે કહ્યું, "હે વૈરાગી! તમે બાયડી છોકરાંવાળા થાવ તો કેવું સારૂં! તમે કાં નહીં બાયડી કરતા, ને ઘર માંડતા?" વેરાગી કહે, "સંસારની ઝુસરી મહા દુઃખ કરનારી છે." પેલા ગ્રહસ્થે ના પાડી વેરાગીનું કહેવું હસી નાખ્યું. બીજે દહાડે બીજો પરોણો ત્યાં આવ્યો. તેને વેરાગીએ શિખવી રાખ્યું. પછી પેલા ગ્રહસ્થને વેરાગીએ કહ્યું; "આ ભાઈ તમારે દેશથી આવ્યા છે તે કાંઈ ખબર અંત્તર લાવ્યા હશે." નવો પરોણો બોલ્યો: "નવી જુની તો આપણા ગામની કંઈ નથી, પણ એક શાણો અને ડાહ્યો પહાડ જેવો જવાન મરી ગયો, તેથી નગરમાં હોહાકાર થઈ રહ્યા છે, સર્વ ઉદાસ છે, કેમકે તે નર ઉંચાં કુટુંબનો હતો, અને તેના પિતાજી બહાર ગામ મુસાફરી ઉપર ગયા છે, તેના ઉપર સૌ કોઇ ઘણી દયા લાવે છે." આ સાંભળી પેલો ગ્રહસ્થ જેનું નામ લક્ષ્મીચંદ હતું તે ગભરાઈને પુછવા લાગ્યો; "ભાઈ તમે જેને માટે કહો છો તે લક્ષ્મીચંદનો દીકરો સ્વરૂપચંદ તો નહીં મરી ગયો?" પેલાએ કહ્યું:—હા. તેજ તેજ. એ સાંભળી લક્ષ્મીચંદ માથું ફોડવા લાગ્યો, ને ભર ભર રૂદન કરવા લાગ્યો, ઘણું કલપાન્ત થવા લાગ્યું, ત્યારે પેલા વેરાગીએ ધીમેથી કહ્યું: "ભાઈ,

એ તો સંસારની માયા કેવી છે, અને પુત્ર પેદા પડતાંની સાથેજ તેના પિતાને કોઈ દહાડો કેવો તીર મારી જાય છે, તે બતાવવાજ આ વાત તમને ઘડા રૂપે કહી. ખરી વાત નથી. તમારા જેવા ડાહ્યા માણસના ગાત્ર પણ આવા બનાવ વખતે ઢીલાં પડી જાય છે, એ અનુભવ લઈનેજ મેં લગ્ન નથી કીધાં, અને સંસાર નથી માંડયો. સંસાર નામેજ દુઃખ છે.”

“કયા લગાના દુનિયાસે દિલ ભલા;
રહે તો આજ હય હોગી કલ ફના,
આયે હયેં ગોયા રહોં સફર કો હમ;
રહે આજ, કલ અપને ઘર ગયે.”

તોપણ આ સંસારની દરેક ઘડી કે પળ આપણે બરાબર રીતે વાપરી જાણ્યે તો ઘણી ઘણી હરકતો અને પીડાઓ આપણે દુર કરી શકયે. કેટલા બધા કિંમતી કલાકો આપણે શોકાતુર અને દિલગીર રહેવામાં ફોકટના ગુમાવી દઇએ છિયે, કે જે સુંદર કલાકો ફરીથી કદિએ આવતા નથી. ડાહ્યા માણસો દીલગીરી અને શોકનું સમાધાન કરવાને રોકાણને શોધે છે, જ્યારે મૂર્ખાઓ બળાપો અને ઝુરાપો કરવામાંજ આરામ સમજે છે. હે બેટા બેટીયાં! ખુદાએ તમને શા વગર રાખ્યાં છે? કશાં વગર રાખ્યાં નથી. ઈશ્વર જેને તંદોરસ્તી આપે તેને તે કરતાં ઉત્તમ બક્ષેશ બીજી શી આપે? શરીરના વ્યાધિ અને દર્દના દુઃખ તથા કરજ અગર ઉપકારના બોજામાં દબાયેલા માણસને જે દુઃખ લાગે છે, તેના કરતાં બીજું વિશેષ દુઃખ નથી. બીજાં દુઃખો તો ન્હાનાં ને નજીવાં છે એમ ખાત્રી રાખો. મુશીબત શી ચીજ છે, દુઃખ શી વસ્તુ છે, તે માત્ર મોઢથી કહેવાથી ખાત્રી ન થાય. પડયા વગર પાઠાંનાં દુઃખ પણ નહીં માલમ પડે, જેમ એક બાળક દાઝવા પછીજ આતશથી થતું દુઃખ જોઇને બીહે છે. કુમળાં ને ધુજરાં દિલના આદમીઓ બીજાંઓનાં દુઃખો જોઇને હેબતાઈ જાય છે, જેમ શરીરના બીજા અવયવો હાથ પગ, કે માથું ને નાક કાન દુઃખ જણાવતાં નથી, પણ એકલી આંખ તેમનાં દુઃખ જોઇને આંસુઓ પાડે છે. માયાળુ અંતઃકરણના, એકવાર દુઃખ વેઠી ચુકેલાં આદમીઓ, પોતાના અનુભવને લીધે બીજાંઓને પડતાં દુઃખથી બહુ દિલસોઝી ધરાવે છે, મગર લીલી સુકી વેઠયા વગરના માણસો દુઃખ્યારાં તરફ દિલાસા કે દિલસોઝીના થોડાક શબ્દો પણ ખર્ચવાની પરવા રાખતા નથી; પરંતુ ઉલટા દુઃખ પર ડામ દઇને ટોણા ટપલા મારવા મંડી જાય છે. દુઃખીને દિલાસો દો, પણ તેના દુઃખે તમે દુઃખી ના થશો.

“કાપેલું વન ખીલિ, પૂર્વવત્ થાએ પાછું;
શર પેઠું શરીરમાં, નીકળે સાચે સાચું.
વાક બાણું વાગીને, ઉરનું રક્ત પીયે છે,

વાગનાર પ્રાણીનાં, સુખ વિશ્રાંતિ લીયે છે,
માટે શાણુા જણુ સમજીને, વાક બાણુ મારે મ્હી,
પણુ અધમ એથી સંતુષ્ટ થઈ, દિલ દુઃખવે સહુનું સહી."

જેની બદગોઈ કરવામાં આવે તે જો પેલાં બદગોને ખોટું પાડવા માટે ઘટતા અને દાનાઈ ભરેલા ઉપાયો લે તો તેથી તેને લાયક સજા થઈ રહે છે. શેખ સાદી કહે છે કે; એક દહાડે હું મ્હારા ઉસ્તાદની આગળ ફરિયાદ કરવા લાગ્યો, કે ફલાણાએ મારી વિરૂધ્ધ એવી જુઠી સાક્ષી આપી, કે હું ખરાબ ચાલનો છું. ઉસ્તાદે કહ્યું કે; જો તે એમ કહે છે તો તું વધારે સારી ચાલ ચલાવ, કે તે અંતે શરમીંદો થશે. અત ફ્રવક્ષ્યા નૃ ગૃષોદૂમ નૃ ઋઓતા, યએચા અસ્નાત યએચા દૂરાત ઇષથા, નૂ ઈમ વીસ્પા ચિથ્રે ઝી મઝદાઓંઘ્રહોદૂમ, નોઈત દઈબિતીમ દુશ–સસતિશ અહૂમ મેરાંષ્યાત; અકા વરના દ્રેગ્વાઓ હિઝવા આવેહેતો. (ઉશ્તવદ ગાથા).

## જરથોસ્તનો દુઃખીને દિલાસો.

પેગંબર અશો જરથોસ્તે પોતાની વાયજી સાંભળવા બેઠેલા લોકો આગળ આમ કહ્યું હતું કે; "હે લોકો! તમે જેઓ દૂર વેરથી કે નજીકના પ્રદેશથી આવીને મ્હારા ધર્મનો ભેદ સમજવાની ઈચ્છા કરો છો, તેઓને હું બા પોકાર કહું છું, તે ઉપર તમારા કાન ધરીને ધ્યાનથી સાંભળો. વળી હું કહું તેજ ખરૂં ના માનો, પણુ તમારી અક્કલથી, હું સમજાઉં છું તેનું તોલ કરીનેજ માનવું હોય તે માનજો, કે જેથી ખોટા માર્ગ બતાવી જુઠો ધર્મ સમજાવનારો કોઇ બીજો બીજીવાર તમારી જીંદગીને ખરાબીમાં લાવી નાખે નહીં." એટલુંજ કહું છું કે; "દુષ્ટ માણસ પોતાના ખરાબ મત તથા પાપી જુબાનથી પોતેજ આડે માર્ગે જઈને દુઃખ પામેલો થાય છે." વળી એ વિષે શેખ સાદીએ એક બીજી હેકાયત કહી છે કે; એક જણે પોતાની નઠારી ચાલ છોડીને સારી ચાલ પકડી અને ભલા ઉસ્તાદની શાગેર્દી કરવા લાગ્યો. જોકે તે તદન સુધરી ગયો હતો તોએ તેની પુઠે ખોટી ગીબત કરવામાં આવતી હતી કે; "એ ભાઈએ તો પોતાના આગલા ઢંગ હજી છોડયા નથી. જેવા ને તેવાજ રહ્યા!" આ ગીબતથી તેના દીલને બહુ દુઃખ લાગતું હતું. એક દહાડે તેણે પોતાનું દુઃખ પોતાના ઉસ્તાદ આગળ જાહેર કીધું. ઉસ્તાદે તેને શિખામણુ દીધી કે; એ ગીબત માટે તો તુંએ ખુદાનો આભાર માનવો જોઈએ, કે બીજાઓ તને ભુંડો કરી કહે છે પણુ તું તો ભલો છે. તારા મનને તો સંતોષ છે, કે તું ભુંડો નથી. ત્યારે તું દિલગીર કેમ થાય છે! પણુ જો એવું બન્યું હતે, કે તું ભુંડો છતાં બીજાઓ તને ભલો કરી કહેતે તો તે ત્હારા હકમાં ભલું નહી થયું હતે કેમકે તું ત્હારી ખામીઓ સુધારવાને બેદરકાર રહેતે.

"ચાડી ચુગલી બદગોઈ, નહીં કરવી હરગેજ;
ભારી તેનો છે ગુનાહ, મળે ન સારૂં ફેજ."

આપણામાં એકાદ સદગુણ હોય, તે બીજામાં ન હોય માટે આપણ તેને તુચ્છ ગણીએ તો પછી બીજામાં જે ગુણ છે તે આપણામાં નથી માટે, તે પણ આપણને તુચ્છ કાં નહીં ગણે? સર્વ ગુણ સંપન્ન કોઈ હોતા નથી; માટે કોઈ બીજાને હલકાં લેખાંમાં ગણે એ મૂર્ખની સમજણ. ડાહ્યા છે તે બાહેરની શોભાને લેખાંમાં ગણતા નથી. જે ગુણે કરીને ભલા લોક આપણને સારૂં કહે છે, તેજ આપણો ગુણ, દુષ્ટ લોકોને મોઢે દુર્ગુણ થાય છે. લોકો તમારાં વખાણ ન કરે, તોય હરકત નથી. કદી તમારૂં નામ ન રહે, તોય કાંઈ વાંધો નથી. કારણ કે દુનિયાની દ્રષ્ટિમાં જે ફતેહ જણાય છે તે તો કેવળ ઈંદ્રિયોનો ભ્રમ છે. ખરી ફતેહ તો તમને ત્યારેજ મળે છે, કે જ્યારે તમને "હું સર્વ રૂપ છું, હું દિવ્ય સ્વરૂપ છું, હું જાતેજ ફતેહ સ્વરૂપ છું," એવી ભાવના તમે કરો છો. શું એ ભાવના પછી માયાનો અસ્વિકાર કરવાની જરૂર રહે છે? હા, ખરેખર, તમે તમારા સ્વરૂપનું સ્મરણ કરો કે હું દિવ્ય સ્વરૂપ છું, અને જે ક્ષણે તમને એવી પ્રતીતિ થઈ, કે તરતજ તે માયા જતી રહે છે. માટે માયાનો ઈનકાર કરો, અને દિવ્યતાનો દઢ નિશ્ચય કરો. કોયલાને ગમે તેટલો ઘસ્યા છતાં પણ તે નિર્મળપણાને પામતો નથી, તેમ સારા માણસો દુરાત્મા અને પાપી પરાક્રમવાળા પુરૂષને સમજાવે છે, તોપણ તે નિર્મળપણાને પામતો નથી.

"રે ખોલ ભેદ બોલ જરા આસમાન તું;
બેઢંગ તુજ રંગતથી છોં અજાણ હું.
નેકો હમેશ રંજ સહે, તુજ કહેરથી;
બદજાત કાંય રહેછ, મઘન તુજ મહેરથી?
બાતેન વાત ત્હારી જાહીર ન કોઈને;
સબ્રો શુકર કરૂંછ સીતમ આજ જોઈને."

જે જુઠો છે તે પોતાની જુઠાઈ જે ઠેકાણે ઉઘાડી પડે ત્યાં આડું આવતું ઘણું બોલીને કજીઓ લાંબો ચલાવીને ભલાં માણસને અમથો દુઃખી કરે. મનમાં એવું, કે કજીઓ ચુકવનારની નજર ચુકીને આપણું કામ થયું તો થયું, ન થયું તો નહીં. અને જે સાચો છે તે કશી વાતમાં વાંકું બોલે નહીં. તે જાણે છે કે ઘણું બોલ્યામાં પસ્તાવો કરવો પડે છે; પણ ચુપકીદીમાં સલામતી છે. મેંઢાંના બરાડવાથી કસાઈ પોતાનો હાથ પાછો ખેંચતો નથી, તેમજ ઘાટકી માણસનું દીલ દુઃખથી પિગળતું નથી. માટે શત્રુની સાથે અત્યંત ગાઢ સંધિથી પણ સલાહ કરવી નહીં, કારણ કે, પાણી સારી રીતે તપી ગયું હોય તોપણ તે અગ્નિને ઠારીજ નાંખે છે. "ચુ બદ કરદી મ બાશ એમન ઝે આફાત; કે લાજેમ શુદ તબીઅતરા

મકાફાત. તું હમેશાં બુરાઈજ કર્યા કરે છે તો આ જમાનાની આફતોથી બેફીકર ના રહેતો, કે તેનો બદલો તને નહીં મળશે. પણ યાદ રાખજે, કે કોઈ નહીં ને કોઈ દહાડે પણ તે બુરી ચાલનો બદલો જે જમાનાએ તને આપવો લાજમ થયેલો છે, તે તને મળ્યા વિના રહેશે નહીં. વળી તને દુશમનો તરફથી પીડા-પાટ છે, તો બળવાન પેગંબર મહમદને કાંઈ થોડા શત્રુ હતા? બેટા તને શત્રુ-ઓનો ત્રાસ છે માટેજ તો તું સૌ સાથે નમી નમીને ચાલે છે. એકલા કાંઈ તનેજ શત્રુ મળ્યા નથી. સાધારણ કે અસાધારણ સૌ મનુષ્યોને, દેવતાઓને અને પર-મેશ્વરને પણ શત્રુઓ મળ્યા છે. ક્રાઇસ્ટ કયાં શત્રુ વિનાનો હતો? પારસીઓના પેગંબર જરથુસ્ત્રને તો માઉમાઉ પોકરાવનારો ઍનદૂ દુશમન મળ્યો હતો. ઍન્દૂ નામનો જાલમ શખ્સ ઈરાનની સરહદ ઉપરનો એક દુષ્ટ સરદાર હતો, જે પોતાની ફીતુરી ટોળીવાળાઓની કુમકથી અશો જરથુસ્ત્રને તેનાં ભલાં કાર્યો-માં જોરાવર શત્રુ થઈ પડયો હતો, ને અધર્મ ફેલાવતો હતો; જેને લીધે મહાન પેગમ્બર સાહેબ મોટી ચિંતા ને ફીકરમાં ગીરફતાર થઇ પડવાથી તેવણે પણ ઇશ્વરનોજ આશ્રો માગ્યો હતો કે;

"અત મા યવા એનદ્વો પક્રૂ મઝિશ્તો, યે દુશ-એરેથીશ ચિક્તુષા અષા મઝદા; વંઘઉહી આદા ગઈદી મોઇ આ-મોઈ અરપા, અહ્યા વોહૂ અઓષો વીદા મનંઘહા!" (સ્પેન્તોમદ ગાથા). અશો જરથુસ્ત્ર પ્રાર્થના કરે છે કે;

ઓ પરવર! હું કે જે રાસ્તીની મારફતે બેદિલ થએલાંઓને ખુશી રાખવાની ઇચ્છા ધરાઉં છું, તેને પેલો સૌથી જોરેમંદ એન્દૂ હમેશાં હરકત કર્યા કરે છે, માટે હે મહાન પિતા! આ મ્હારાં સંકટમાં મને સહાય થવા સારૂ ત્હારી ભલી બક્ષેશો સાથે તું મ્હારી વ્હારે ચઢ હું તો તે એન્દૂનું મોત નેક મનશ્નીથી માગું છું.

ચુગુલ ન ચૂકે કબહુ કો, અરૂ ચૂકે સબ કોઈ;
ગોલનદાજ કમાનિયા, ચૂક ઉનહુસેં હોઈ.
ચુક ઉનહુસેં હોઈ, જે બાંધે બરછી ગુલ્લા;
ચુક ઉનહુસેં હોઇ, પઢે જે પંડિત મુલ્લા.
કહે ગિરિધર કવિરાય, કલાહુ તે નટ ચૂકે,
ચુગુલ ચોકસીદાર, સસુર કબહું નહિં ચૂકે.

પરંતુ કેમે કરતાં જ્યારે અશો જરથોસ્તનો કેડો તે નઠારા દુશ્મને મૂક્યોજ નહીં, ત્યારે દુ:ખથી કંટાળી જઈને દુ:ખી દુ:ખી થઇને અશો જરથોસ્ત અહુરમઝદને વિનંતી કરવા લાગ્યા હતા કે:—

અત અહ્યા મા એનદ્વોહ્યા માનયેઈતી તકએષો દ્રેગ્વાઓ, દઈબિતા અષાત શરેષો, નોઈત સ્પેન્તામ દોરેશ્ત અહ્યાઇ સ્તોઈ આર્મઈતીમ, નએદા વોહુ મઝદા

ફ્રશતા મનંઘહા. (સ્પેન્તોમદ ગાથા). દુઃખી થઈને જરથોસ્ત કહે છે કે,

ઓ અહુરમઝદ! મ્હારા શત્રુ બેનદૂનો દુષ્ટ ટોળો અને નબળો માર્ગ મને હમેશાં ફીકર ચિંતામાં નાંખે છે! તે દુષ્ટ ઠગારો દુશમન સચ્ચાઈથી વેગળો રહીને સુલેહ સંપજ ભરેલી અને ગમે એટલી સાચાં દિલની મ્હારી આબાદી કરનારી સભ્યતાને કોઈ પણ દહાડો કબુલ રાખતો નથી! સામી તુંદાઈ અને સરકશી કરે છે. અને ઓ દાદાર! તે ધર્મનો માર્ગ તો બીલકુલ સમજતોજ નથી. દુશમનને ગમે એટલા નમો પણ મેલાં અને કપટી અંતઃકરણવાળો શત્રુ આપણી આજીજીને આપણી નબળાઈજ સમજે છે.

બેટી—ખધુવા—બાનિયા, જવારી—ચોર—લબાર;
વ્યભિચારી—રોગી—રૂણી, નગર નારિકો યાર.
નગર નારિકો યાર, ભૂલિ પરતીત ન કીજે,
સો સો સોગન ખાય, ચિન્ત એકો નહિ દીજે.
કહે ગિરિધર કવિરાય, ઘરૈં આવૈ અન ગૈરી,
હિતકી કહે બનાય, ચિન્તમેં પૂરો બૈરી.

હરિ ૐ:

થાએરે નાબુદ દુશ્મન, જો મેહેરબાં તું રહે!
કોણ કદમ આવે ઉઠાવી, જો કદરદાં તું રહે! થાએ.
જો ઉઠે એક જેહાન્ મગર, તું રૂઠે ના એક અગર;
બે કસર બેજાર દુશ્મન, જો દીલોજાં તું રહે! થાએ.
સુખમેં જો રહે તું સંગી, દુઃખમેં રહે રાહબર;
બે ખતર બે ખઓફ હરદમ રેહમી જીશાં તું રહે! થાએ.'

આવું છે માટે હે પ્રભુ! વ્યર્થતા તથા જુઠ મ્હારાથી દુર કર; મને દરિદ્ર ન આપ; તેમજ દ્રવ્ય પણ ન આપ; મગર મારે માટે અગત્યનું હોય તેટલા અન્નથી મારૂં પોષણ કર. એટલુંજ બસ; કે હું નિર્દોષ જ્યારે નિંદાની જાળમાં સપડાઉં છું ત્યારે મ્હારૂં દિલ દિલગીર, તોપણ ચહેરો હસ્તો રહીશકે એવું કર!

બી આઝારી ઓ રાસ્તી બાયદત;
ચું ખાહી કે આં ખુર્દે નુગ્ઝાયદત.

હે બેટાઓ! તમારાં મરણ પાછળ નિંદા કે ગીબતના ઝેરી ડંખો નહીં મરાવા દેવાની જો તમે ઈચ્છા રાખતા હો, તો આખા ભવમાં તમે સત્યતાથી ચાલીને દોષ રહિત વર્તન કરો. નેક આદમીઓ જેમ જેમ વધારે વિટંબણાના છુંદણાથી છુંદાય છે તેમ તેમ તેઓ ઉત્તમ અને પવિત્ર થઈ પમરાટ પાંથરે છે. નહીં કાં પાંથરે? બધાંજ

સુગંધી વસાણું છુંદાઈને પિસાવાથીજ સુગંધ આપી રહ્યાં છે. જેઓ પરતંત્રતામાં છુંદાવા પછી સ્વતંત્રતા મેળવે છે, તેઓ પણ ઘણીવાર દુઃખ સોસે છે, તેમ જેઓ સ્વતંત્રતામાંથી છુટી પરતંત્ર થાય છે તેઓ પણ વિટંબણા વેઠે છે. સ્વતંત્ર થઇને પણ દુન્યા ઉપર મોહ બાંધવાથી લોકો સુખી કયાં રહે છે?

અમેરીકાના લોકો એવા છે કે જેઓને સુંદર નયન, સુંદર નાસિકા, અને સુંદર હડપચી પોતાને હોય એવી અભિલાષા હોય છે. અર્થાત; આવી લાલસાને લીધે આધ્યાત્મિક શકિત પ્રાપ્ત કરીને પણ છુટાપણાને ચાહનારા લોકો તો પરિમિત, અલ્પ, અને દુઃખીજ રહે છે! એ લોકો તો અધ્યાત્મિક શકિત વડે પણ ધન પ્રાપ્ત કરવાનીજ વાંચ્છા કરે છે, પરંતુ આમ કરતાં છતાંએ તેઓ તો પરિમિત, દુઃખી અને કંગાલજ રહે છે. જેઓ સારૂં તેટલું મને, ને માઠું તેટલું બીજાને એવું માંગનારા હોય છે, તેઓ ઠગારાજ છે. તેઓથી કોઇનું સારૂં સહન થઈ શકતું નથી. માટે બેટાઓ! તમે તમારે અંગે દુઃખ લગાડી ના લો. દુઃખની કદર સૌને હોતી નથી. સુખીને દુઃખીનું દુઃખ હોતુંજ નથી.

કબીર આપ ઠગાઇએ, ઓર ન ઠગીએ કોય;<br>
આપ ઠગાય સુખ ઉપજે, ઓર ઠગે દુઃખ હોય.

સુખના પારણુંમાં ઉધરેલો નવાબ તો દરરોજ જરબુર્યાન ને પલાવ ખાય, અને પોતાના કુતરાને જાણે હલકું ખાણું ખવાડતો હોય તેમ, દુધ અને ચાવલ ખવડાવે. જ્યારે નવાબને કહેવામાં આવ્યું કે, દુકાળને લીધે રૈયત ભુખે મરે છે, ત્યારે નવાબ તો અજાયબ થઇને કહેવા લાગ્યાઃ—"સાલે કાયકુ ભુંકે મરતે હે, દુધમેં ચાવલ કયું નહીં ખાતે?"

અર્થાત, મોટી નજરમાં સર્વ મોટું. જે ચીજ શ્રીમંતોને નજીવી લાગે તેજ ચીજ ગરીબોને તો ઉત્તમ લાગે, પણ સુખીઓને તેની કદર કે ખબર હોતીજ નથી. જેથી આમ બને છે, કે એકની એક જાતનાં સુખોથી શ્રીમંતો કંટાળીને મુઝાયા કરે છે. તવારીખ આપણને કહે છે, કે ઝેર ઉતારવાનાં કડવાં ઔષધો ખાયા કીધાથી પોન્ટસનો રાજા મીથ્રીડેન્સ એવો તો ઝેરી વસ્તુઓથી ટેવાઇ ગયો હતો, કે જ્યારે ફારનેસીસે બંદ જગાડયું અને પોમ્પીએ તેને પદભ્રષ્ટ કર્યો, ત્યારે ભારેમાં ભારે ઝેરો ખાઇને આપઘાત કરવાની તેણે અનેક કોશેશો કરી, પણ એકે ઝેર તેને લાગ્યું નહીં! અંતે એક મારાને બોલાવી મંગાવી તરવારના ઝટકાથી પોતાનો શિરચ્છેદ કરાવીને મૂઓ હતો. ઝર્કસીસ જેવા પાદશાહને શરીરનાં તેમજ મનનાં દરેક પ્રકારનાં સુખો હતાં. પૈસો પણ પૂર હતો. જરા નખમાંએ દુઃખ નહોતું. છતાં જે કોઈ તેને માટે નવી જાતનું સુખ અને નવો વૈભવ શોધી કાઢે તેને ઇનામથી નવાજવા તેણે જણાવ્યું હતું, કેમકે એકના એક સુખોથી પણ તેને દુઃખ થતું હતું! તેમજ વળી દુઃખની એક ને એક ટેવ

પણ પોતાની સીમા કુદાવી જાય છે. ત્યારે જે દુઃખથી સાધારણ માણસોને ઝેર ચઢે, તેજ દુઃખ તેવાં મનુષ્યને ઝેર ચઢાવતાં નથી. એટલા સારૂ એક ભલાં માણસનાં દુઃખ તરફ હું માનની નજરથી જોઉં છું; કેમકે તેની ગમગીની પણ પવિત્ર હોય છે. સુખડ જોકે બળે છે તોએ તેમાંથી પણ સુગંધ નિકળે છે, તેજ પ્રમાણે નેક આદમીના બળતા બળાપામાંથી પણ કાંઈ નેકીનોજ પમરાટ નિકળે છે. કાંકે શરીરનાં દુઃખો તો આપો આપ નાશ પામે છે, અથવા આપણેજ આપો આપ તેનાથી નાશ પામ્યે છિયે, પરંતુ પરોપકારી કર્મો કીધા વિના માત્ર મોજમજા કરીને મરનારાં તો હમેશનોજ રેંટમાળ અને ગર્ભયાત્નાની ફેરા આંટીમાં પડે છે. એક ખેડુત જો પોતાના ખેતરમાં પેઢાં પડેલાં ગરૂડ પક્ષીને ઘણીજ ઉંચી વાડ કરીને ઘેરવા જાય, તો તેને આપણે મગજે ઘસેલોજ કહીં. તેજ પ્રમાણે મોજમજા પણ એક પાંખવાળું ગરૂડ પક્ષી છે, તે પક્ષીને તમે કાયમનું ઘેરી રાખવા જાવ, તો કદિએ આ મોજમજા રૂપી પક્ષી હમેશનું તમારાથી પકડી રખાવાનું નથી. કેમકે માયાની જાળમાંથી તમારાથી છટકી શકાતું નથી.

ભુલ્યો મન ભમરા તું કાંહાં ! ભમીઓ દિવસ ને રાત ;
માયાનો બાંધેલો પ્રાણીઓ, સમજ્યો નહીં શુધ્ધ વાત. ભુલ્યો.
કુંભ કાચો કાયા જાવરી, જોઇને કરોરે જતન;
વણસતાં વાર લાગે નહી, રાખો રૂડું રતન. ભુલ્યો.
કેનાં છોરૂ ને કેનાં છાવરૂં, કેનાં માય ને બાપ,
અંતકાલે જાવું એકલા, સાથે પુન ને પાપ. ભુલ્યો.
જે ઘર નોબત વાજતી, રૂડા છત્રીસ રાગ,
ખંડેર થઇ તે ખાલી પડયાં, કાળા ઉડે છે કાગ. ભુલ્યો.
જીવની આશા ડુંગર જેવડી, મરણ પગલાંને હેઠ,
મોટા મોટા મરી ચાલ્યા, લાખો લખપતિ શેઠ. ભુલ્યો.
ઉલટી નદી પૂર ઉતરી, જાવું પેલે રે પાર,
આગળ નીર નહી મળે, જોઈએ તે લેજે અહાર. ભુલ્યો.
સત કરમ સદ વસ્તુ વોહોરજો, ઈશવર સમરણ સાથ,
કબીર જુહારીને નીસરીઆ, લેખું સાહેબને હાથ. ભુલ્યો.

એક રાજા ગરીબ દરવેશો તરફ ધિક્કારની નજરથી જોતો હતો. એક દરવીશે રાજાનો સ્વભાવ પામી જઇને કહ્યું કે, “હે રાજા ! હમારી પાસે કાંઇ ત્હારી પેઠે મોટો રેસાલો નથી. અને તેથી હમે ત્હારા કરતાં ઉતરતા છીએ, પણ જીવનમાં હમો ત્હારાથી વધારે સુખી છીએ. મોતમાં તો હમે ત્હારી બરોબરના છીએ, અને રસ્તાખેજના દિવસે ખુદાની મહેરબાનીથી ત્હારા કરતાં અમે લોક શ્રેષ્ટ લેખાશું, કેમકે અમે દુઃખમાં સુખ માન્યું છે.”

અગર કેશવર કુશાઈ કામરાનસ્ત;
વગર દરવીશ હાજતમંદે નાનસ્ત.
દર આન હાલત કે ખાહુન્દ ઈન ઓ આન મુર્દ;
નખાહુન્દ અઝ જેહાન બીશ અઝ કફન બુર્દ.
ચુ રેખ્તે મુમલેકત બર બસ્ત ખાહી;
ગદાઈ ખુશતર અસ્ત અઝ પાદશાહી.

જોકે એક દુન્યા જીતનાર પાદશાહ દોલતમંદ હોય છે, અને એક ફકીર રોટલીના ટુકડાનો હાજતમંદ હોય છે, તોપણ જયારે એ બેઉ મરી જાય છે, ત્યારે તો તેઓ દુન્યામાંથી કફનનાં કપડાં શિવાય કાંઈ પણ સાથે લઈ જઈ શકતા નથી. પણ જયારે દુન્યામાંથી એક પાદશાહને પોતાનો પાદશાહી અસબાબ ઉઠાવી જવો પડે છે, ત્યારે તો પાદશાહી કરતાં ફકીરી વધારે પસંદ કરવાજોગ થઇ પડે છે. બેટા બેટીઓ! આ દુન્યામાં તમે૦ સર્વ લોકો વિષય વાસનામાં પડયાં છો, અને માયા મોહિની સાથે હુમાયુ પક્ષીના જેવો તમે ખેલ રચીને તમારો પ્રેમ પ્રવીણ સાગરના જેવો બાંધી બેઠાં છો, અને સાગરની જુદાઈમાં પ્રવીણની માફક તવળો છો, કે "હું દરરોજ મારાં આંસુનાં જળ વડે શરીરે નહાઉં છું, અને મારી છાતીમાં સાગરની જુદાઈના વિરહની ધૂણી સદા સળગ્યા કરે છે. તેનો વિશેષ તાપ હું સહન કરૂં છું; મારાં નેત્ર રૂપ કટોરા—ભિક્ષા પાત્રે કરીને મારા પ્રિયતમ સાગરના દર્શનની ભિક્ષા માંગું છું! અને દરદ દુ:ખની સેલી મારા કંઠમાં પહેરી છે, તેને જોઇ લ્યો! ખાવું, પીવું, ગાવું, વગાડવું, વગેરે સઘળાં સુખોને મેં તજ્યાં છે, હવે પ્રાણની હાની થશે, માટે કોઈ આવીને તેનું નિદાન કારણ પારખી લો. અરે! કોઈ મારા પ્રિયતમ સાગરને જઈને કહો કે, એક દિવસ અહીં આવીને આ પ્રેમની ફકીરીનો તમાસો તો જોઈ લ્યો! અર્થાત, સાગરની જુદાઇમાં અમે જોગ કિંવા ફકીરી લીધી છે!" મોહમાયાની છબીનું સ્મરણ ભૂલાતું નથી, પણ કિરતારે જે કર્યું તેને સુખે કે દુ:ખે કરી સૌને સહેવવું પડે છે. તમારા ભાગ્યમાં એવી ગતિ લખી છે તો આ અંગને અનંગ બાળી મુકશે. નિરંતર તમારો પ્રાણ તો ચાલી જવાને ચાહે છે, પણ તમારી માયાનું મુખ વિલોકવાની આશાએજ તે અટકી રહ્યો છે. જે જે દુ:ખ વિતે છે, તે લખ્યું જાય તેમ નથી, પણ બ્રહ્મચર્ય વ્રત પાળનારને એવાં દુ:ખ થતાં નથી. આવી રીતે દુ:ખના વખતમાં ઘણાઓ અટવાઈ જવાથી તેમને રસ્તો સુઝતો નથી. હું જ્યારે જોઉં છું, કે આ તો દુ:ખનાં પગલાં આવ્યાં છે ત્યારે તેમાંથી છટકવાનો મને રસ્તો માલમ પડે છે, ને તે એજ, કે તેની જેમ શરૂઆત છે તેમ તેનો અંત્ત પણ છે. પ્રેમી જોડાંના પ્રેમની પણ શરૂઆત ઉતાવળી છે, તેમ અંત્ત પણ વહેલોજ છે. હુમાયુ પક્ષી ભલે ફકીરને અમીર કરનારૂં કહેવાય,

પણ તેનો પોતાનો પ્રેમ તેને વિનાશ કરતો અટકાવવાને સમર્થ નથી. હુમાયુ આ એક અજબ જાતનું પક્ષી અર્વાચીન સાહિત્યમાં વર્ણવાયું છે. યુરપના ફીનિક્ષની માફક એના સંબંધે એમ કહેવાય છે કે, તે અગ્નિમાં પડી બળી મરે છે અને સ્વાતિનાં જળબિંદુ પડતાંજ પાછાં ઉત્પન્ન થાય છે. હુમાયુનાં નર માદા યુગ્મે હોય છે. એટલે કે, નરને એક પગ, એક પાંખ અને માદાને એક પગને એક પાંખ, પાર્શ્વમાં આંકડો હોય છે, તેથી તેઓ સંયુકત રહી, બે પગે ફરે છે, અને સંયુકત રહી બે પાંખે ઉડે છે. પ્રાચીન સાહિત્યના 'કલ્પવૃક્ષ'ની માફક તેના સંબંધે વળી એમ પણ માનવામાં આવે છે કે, જે માણસના ઉપર 'હુમાયુ'ની છાયા પડે તે માણસ ત્રણ ઘડી, ત્રણ પ્રહર અથવા ત્રણ દિવસમાં રાજા થાય, પરંતુ જો પ્રેમનું વળગણુ તેને પોતાના વિનાશથી બચાવી શકતું નથી તો તેનો ચમત્કાર તેને શા ખપનો? જેમ એક ચિંગારી ઉંચે ઉડીને આકાશ ઉપર જાય છે, તેમ માણસ દુઃખ ખમવા ઉપરથી નીચે આવ્યો છે, તેમાં હુમાયુ પણ શું કરવાનો ને ફીનીક્ષ શું કરી શકશે? મારવા ઉભો થયલોજ બોલ બોલતાં મરાઇ જાય, અને મરવા પડેલો એક લેહજામાં ઉઠીને ઉભો થાય, એવા ચમત્કાર તો નારાયણ પ્રભુના પોતાનાજ રહેલા છે. હુમાયુ કે ફીનીક્ષને સોંપાયલા નથી. ચંપાવતીના રાજા હંસધ્વજનો પુત્ર સુધન્વા, મોટો વિષ્ણુ ભકત હતો. એના પિતાએ પાંડવોના યજ્ઞનો ઘોડો બાંધી નગરમાં દુવાઇ ફેરવી, કે જે જુધ્ધમાં મોડો આવશે તેને રાજા ઉકળતાં તેલની કઢાઈમાં નાંખી તળી નાંખશે. સુધન્વાની સ્ત્રી પ્રભાવતીએ તેને રોકેલો, માટે તેનાથી મોડું જવાયું. રાજાએ સુધન્વાને તેલની કઢાઇમાં નંખાવ્યો, પણ તેને કાંઈ આંચ આવી નહીં. તેલ ગરમ છે કે કેમ એની ખાત્રી કરવા, પ્રધાને એક નાળીએર કઢાઇમાં નાંખ્યું, તે ફાટીને તેનાજ કપાળમાં વાગ્યું ને તે કઢાઈમાં પડી બળી મૂઓ, અને સુધન્વા જીવતો ઉઠયો. પણ મોત આવ્યું ત્યારે હસતો કરતો ફરતો રમતો હતો તેવામાંજ તે મરણ પામ્યો. માટે હે જીબાઇ!

મરવું જરૂર છે, નેકી કરી લે.

"જાવું છેજ જરૂર, અંતે જાવું છેજ જરૂર,
તન, મન, ધનની શી મગરૂરી?
અંતે થાશે દૂર.....અંતે જાવું—૧
જોબન જોર રહે નહીં દાયમ,
જેમ નદીનું પૂર.......અંતે જાવું—૨
કયાં છે રૂસ્તમ, કયાં કેખુસરો,
કયાં એરચ કયાં તૂર....અંતે જાવું—૩

અગણિત આવી પાછાં ફરિયાં,
જેમ સિહાઈ નૂર....અંતે જાવું—૪
ગઈ તકનો ગમ ફોકટ ના ખા,
હાજર તેજ હજૂર....અંતે જાવું—૫
નેકી કરીએં, સફળ ઠરે ભવ,
નહીં પસ્તાઇયે ઉર....અંતે જાવું—૬"

મૃત્યુના ફરેસ્તાએ જ્યારે નારાયણના હુકમથી દુહાઈ ફેરવી, કે જેમણે મરવા જીવવા ગમતું હોય તેમણે આવી પોતાની અરજીઓ આપી જવી. જેણે પહેલે પોતાની અરજી બતાવી, તે એક હેંસી વરસથી ઉપરનો એક બુઢો મરદ હતો. ફરેસ્તાએ તેને પુછયું કે, "તું તારાં બચ્ચાંને ખાતર અને તારી જુવાનીના સોબતીઓની ખાતર થોડાં વરસ વધારે જીવવા માંગતો હશે?" બુઢાએ જવાબ દીધો; "અરે અફસોસ! તે તો સઘળાં મરણ પામ્યાં છે." ફરેસ્તાએ ફરીથી પુછયું કે; "તારી પાસે દોલત અને ઈજત ઘણી હશે?" જવાબ દીધો જે; "અરે અફસોસ. નહીં! મારૂં ઇજતવાળું નામ ગુમ થયું છે, અને હું દળિદ્રિ ગરીબ હાલતમાં છું. તોય પણ હું સૉ વરસનો થાઉં ત્યાં સુધી મને જીવવા ગમે છે." ફરેસ્તાએ, તેણે જે માંગ્યું તે બખશ્યું. અને તે ડોસો મનમાં મગ્ન થતો અને ધ્રુજતો આગળ ચાલ્યો. બીજો અરજદાર એક નબળો બુઢો માણુસ કરકટીમાં બેસીને આવ્યો તેને ફરેસ્તાએ પુછયું; "હું ધારૂં છું કે તું દુનિયાં, દરિયા, અને આસમાનની ખુબસુરતીને ઘણો ચાહે છે, અને તું બીજાં થોડાં વધારે વરસ જોવા ચ્હાતો હશે?" જવાબ દીધો; "અરે, આ દશ વરસ થયાંનો આંધળો થયો છું." ફરેસ્તાએ ફરીને પુછયું; "તું પક્ષીનું ગાયન અને દરીઆનો ઘોંઘાટ સાંભળીને મગ્ન થતો હશે, અને તે વધારે વરસ લગી સાંભળવા ચહાતો હશે?" જવાબ દીધો; "હું બહેરો છું અને તારાં રણશિંગડાંનો અવાજ મારે કાને સહેજ સંભળાયો હતો." ફરીથી પુછયું, "તું ખોરાક ને પકવાનનો ઘણો શોખીલો હશે?" જવાબ દીધો, "અફસોસ, મારી તનદોરસ્તી એવી તો ખરાબ હાલતમાં છે, કે એવું પકવાન મારેથી ભોગવી શકાતું નથી. આજ સાત વરસ થયાં દુધ અને રોટી ઉપરજ સુકરાના કરૂં છું, હું ગરીબ અને દરદી છું." "અને હજુ તને આ દરિદ્રિમાં વધારે જીવવા ગમે છે! આ જીંદગીમાં તને શું મોજ છે?" "વધારે વર્ષ જીવું એટલોજ મને શોખ છે." ફરેસ્તાએ તેને બખશીશ કરીને આગળ ચાલ્યો. ત્રીજી એક બુઢ્ઢી લુલી લંગડી ઓરત હતી, તેના દાંત પડી ગએલા હતા, આંખો અંદર ગળી ગએલી, ગાલ બેસી ગએલા અને તેને એવો તો ખરાબ ઠાંસો થયેલો હતો, કે તેનાથી અરજી પણ

બોલાઈ શકાઈ નહીં. તે બોલી; "હું તારી પાસે વીસ વરસ વધારે જીવવાનું માંગવા આવી છું; કેમકે મારા ભરથાર, મારાં છોકરાં, મારાં છોકરાંનાં છોકરાં, અને બાકીનાં મારાં બીજાં સઘળાં સગાં વ્હાલાંઓની ઘોરો ઉપર જે સરોવરનાં ઝાડો મેં રોપ્યાં છે, તે હું મરૂં તેની અગાઉ મોટાં થયેલાં જોઉં. મારાં નજીકનાં અને સઘળાં વ્હાલાં મરી ગએલાં છે. હું દુનિયામાં એકલી છું. અને મારે માટે કોઇ બીજું અરજી કરનારૂં પણ નથી. હું તુંને કાલાવાલા કરીને કહું છું, કે મારી અરજી પ્રમાણે તું બક્ષીસ કર. ફરેસ્તો બોલ્યો; "જોકે હું તને લાંબી જીંદગી બખશું છું, પણ તારૂં દળદર મટાડી શકતો નથી. તારા ઉપર તે ઓછું થયાને બદલે વધશે." બુઢ્ઢીએ જવાબ દીધો; "જ્યારે હું જાણું છું કે, મારી દળદરી અને મારાં દુઃખ તેના પોતાના વખત શિવાયે મટનાર નથી, ત્યારે હું તેની કાંઈ પણ દરકાર કરતી નથી." ફરેસ્તો હસીને બોલ્યો; "તારી અરજ બક્ષી છે. જા અને સુખી રહે." એક વિદ્વાન જે પોતાના એલમનું પુસ્તક પુરૂં કરવાને માટે થોડાં વધારે વરસ માંગવાને આવ્યો હતો, તે આ અરજીઓ સાંભળીને ધિક્કારથી બોલ્યો કે; "અજાયબ જેવું છે, કે આ પૃથ્વીને, ઘણાજ દુઃખી અને દળિદ્રિ લોકો જેમને જીંદગીમાં કાંઇ પણ સુખ નથી, તેઓજ વધારે લોભથી ચાહે છે." ફરેસ્તો બોલ્યો, "ચૂપ રહે, એ નાદાન માનવી, તને લાયક છે, કે તે કીરતારની ખુબીને માન આપે, કે જેણે એવું ઠેરવેલું છે, કે માણસ બુઢો થાય ત્યાં સુધી જીવે; તે સાથે એક જીવવાનું સુખ કાંઈ પણ બીજાં સુખોથી તેને શું બાકાત રાખશે? અરેરે! માત્ર એક મોતમાંથી છટકતાં હજારો દુઃખોનું લશકર સામટું આવ્યું; એક દુઃખ બીજાં લાખો દુઃખોને બોલાવી લાવ્યું. અરે! અરે! ઓ

O Gertrude, Gertrude,
When sorrows come, they come not single spies
But in battalions.

મોતથી ન અકળાવ, આ જીંદગીનાં દોહેલાંથીજ અકળાવ. મોતના આનંદ શિવાયના બીજા આનંદ વ્યર્થ છે, માટે મોતનો ભય મિથ્યા સમજો.

"કોન મરે કોન જન્મે આંહીં, સ્વર્ગ નર્ક કોન ગતી પાઇ. કોન.
પંચ તત્વ અવગત તે ઉત્પન્ના, એકે કીયા નિવાસા,
બીછરે તત્વ ફીર સહજ સમાને, રેખ રહી નહી આસા. કોન.
જલમેં કુંભ કુંભમેં જલ હય, બાહીર ભીતર પાની,
પુટા કુંભ જલ જલહી સમાના, યહ તત્વ કથો જ્ઞાની. કોન.
આદે ગગના અંતે ગગના, મધ્યે ગગના ભાઇ,
કહે કબીર કર્મ કીસ લાગે, જુઠી શંક ઉઠાઇ. કોન."

# દિલાસા-પત્ર.

## ( ૩૨૦ મો.)

" Gleams like a sickly moon moon : too great her grief:
For words or tears ; but ever and anon,
After a dreadful, still, insidious calm,
Collecting all her breath, long, long suppress'd,
She sobs her soul out in a lengthen'd groan,
So sad, it breaks the heart of all that hear."

YOUNG.

**સારદા** બ્હેન ! દુન્યામાં દુઃખ સુખનું જે જાણવાનું તે જાણ્યું, એટલે તું ટુંકી જીંદગી ભોગવનાર ગણાઈશ. ફરતાં ચક્રનું જે જાણે તે ન્હાની ઉમર છતાં ઘરડું આદમી કહેવાશે. એકવાર એવું બન્યું સારદા, કે એક નામીચો ફીલસુફ આકાશ તરફ મોઢું કરીને જાર જાર રડતો હતો, તેને જોઈને એક ગમાર અચરતીથી હસવા અને મશકેરી કરવા લાગ્યો. તે જોઈ પેલા ફીલસુફે કહ્યું કે, " ઓ શખ્સ ! અજબ ના થા. અત્રે રૂદન કરીને ખાક ઉપર સર પટકવાનું મ્હારૂં કારણ એજ છે કે, આટલી બધી મ્હારી ઉમર પૂરી થવા છતાં, અને જગતના લોકો મને એક મોટા જ્ઞાની પંડિતનું માન આપે છે તે છતાં, હું પોતે સારી પેઠે સમજું છું કે, આ જમીન ઉપરની ઝીણી રજની ઉત્પત્તિથી પણ હું બેખબર છું ! એટલી મોટી બેખબરી છતાં, તે સાહેબની ખરી કરામતને હું કિયે દહાડે પિછાની શકીશ ! આ નાઉમેદીના ગમથી મ્હારૂં હૈયું ભરાઈ આવે છે. આ જન્મનો ફેરો ફોકટ જાય તો કયામતને દહાડે હું મારો હિસાબ કેવી રીતે રજુ કરી શકીશ ? માટે દુઃખના સંજોગોમાં જ્ઞાન જોઈ લે. ખુશી મળે ત્યારે પાછળ આવતી નાખુશી માટે તૈયાર રહેજે."

સાંઈ અવસરકે પરે, કૌન સહે દુઃખ દૂંદ ;
જાય બિકાને ડોમ ઘર, વૈ રાજા હરિચંદ.
વૈ રાજા હરિચંદ, કરૈં મરઘટ રખવારી,
ફિરે તપસ્વી વેષ, ફિરે અર્જુન બલધારી.
કહે ગિરિધર કવિરાય, બનાઈ ભીમ રસોઈ,
કૌન કરે ઘટિ કામ, પરે અવસરકે સાંઈ.

કીસમત ! કીસમત !

ફીરાતા હયે હમે કાંહાં કાંહાં, એહ ફીસમતકા બદલ જાના,
અલમૂકે સખ્ત સંગ ઉપર, કાંહાં તક સરકે ટકરાના–ફીરાતા હયે.
પીદરકે જુલ્મને તુઝકો, વતનસે કર દીઆ બાહેર,
બીઆબાનોંમેં ભટકે હયે, મકાં હયે અબ તો વીરાના–ફીરાતા હયે.
જીદર હો તુમ ઉદર હું મયે, મેરી જીંદગી તુમહીસે હયે,
ફીરૂંગી સાથ તુમહારે, બદલ કર ભેસ મરદાના–ફીરાતા હયે.
એહ હયે પોશાક આરબકા, ન પયેછાને હમે કોઈ,
ચલો રખ લે કદમ આગે, ન સખ્તીસે એહ ઘભરાના–ફીરાતા હયે.

એક મનુષ્યના દુઃખના આવેશનો પુરૂષાર્થ છેવટ સુધી નિભતો નથી. નસીબ ઉપર પુરૂષાર્થ ઘણી વેળાએ ફાવતું નથી. કેમકે પુરૂષાર્થનું ગૌણત્વ ને પ્રારબ્ધનું પ્રાધાન્ય શાસ્ત્રાકારોએ સ્વિકારેલું છે. જેમકે; પારધીની જાળમાં ફસાયલું કોઈ એક મૃગ પારધીની જાળને કાપીને પારધીએ કરેલી કુટ રચનાને ઓળંગી ગયું. અને મૃગ બંધનીને પણ બળથી કાપી નાંખીને જેવું વનમાં પેહું કે તે વનના સીમાડાઓ અગ્નિની ઝાળોથી ભરપુર થઈ ગયલા હતા. તેમાંથી પણ તે બહાર નિકળીને વનમાં દુર નાહું. ત્યાં પારધીયોએ બાણ માર્યું; તેમાંથી પણ તે છટકીને વેગથી ઠેકીને દોડયું, ને દોડતાં દોડતાં એક કુવામાં પડયું. માટે જ્યારે દૈવ અવળાં હોય ત્યારે પુરૂષાર્થ શું કરે? આ ઉપરથી હૈન્ઝલમનની દુઃખીઓને શિખામણ એટલીજ છે કે, અયે જવાન! તારી આસપાસના બીજા લોકો કોટાં કાવત્રાંથી તવંગર બને, ને તું ગરીબ ને ગરીબ રહેવા પામે તો તેમજ રહેજે. બીજાઓ હુદ્દે ચઢી જાય ને પદ્વિઓ મેળવે, છતાં તુંને કંઇજ જગા કે અધિકાર નહીં મળે તો તેમજ રહેજે! નિરાશ કરનારી આશાઓ તને જોવાની મળે, અને બીજાઓ ચાપલુશી ને ખુશામદથી ધારેલું કામ પાર પાડતા હોય તો તે પણ તું જોયા કરજે! મગર તારી નેકીને જતી રહેલી જોવા જીવતો ના! સત્ય રાખજે, પછી હજારો દુઃખો મરને પડે!" Be always as merry as ever you can, for no one delights in a sorrowful man. મોડે, વહેલે કર્મનો કાયદો કોઇને મૂકવાનો નથી. કર્મનો કાયદો તરછોડવાથી જે નહીં ધારેલી મુશીબતો માથે આવી પડે તે ધીરજ અને શાંતિથી ખમૂવી. હંમેશાં ટકે એવું અમર શું છે, અને થોડા વખતમાં નાશ પામનાર ફાંની શું છે તે જાણવું જરૂરનું છે. હંમેશાં યાદ રાખવું, કે દુન્યાઇ ચીજો નાશ પામનાર અને પોતા તરફ ખેંચનારનો નાશ કરનાર છે. માટે સુખ દુઃખના ખ્યાલોને લાકડાંના ભારાની માફક ઇશ્વિર પ્રેમના અગ્નિમાં બાળી નાખો.

આગન સુખના ઘર સુખી, ના સુખ સુપના માંહીં;
કબીરા બિછુરા રામસે, ના સુખ ધુપ ન છાંહીં.

આ દુન્યાંમાં ખોટા ઈનસાફ, ખોટાં માપ કે ખોટાં તોલથી, પર સ્ત્રી ભોગથી, ભાઈ ભાગ્યાને રડાવ્યાથી, અને ખોટી જુઠી સમજાવટથી, માણસ થોડી જીંદગીનું કદાચ સુખ સંપાદન કરતો હશે, પરંતુ ભવિષ્યની જીંદગીમાં તેને તે સુખો કરતાં લાખ ગણાં દુઃખો, વિપત્તિઓ, સંતાપ અને સોસારા જરૂર ખમવા પડવાનાજ. અર્દાવિરાફે જયારે દોજખનો રાઘાટ દીઠો ત્યારે ઉપલા ગુન્હાઓથી સુખી થયલા સમજનારાના હાલ કેવા હતા? તે અશો કહે છે, કે મેં એક મરદનું રવાન જોયું, જેની બેઉ આંખો ફોડી નાખેલી હતી અને જીભ કાપેલી હતી; અને તેને એક પગે દોજખમાં ટાંગેલો હતો. તેનું શરીર બે દાંતાવાળા પિત્તલના કાંટા વડે છોલી નાખવામાં આવતું હતું, અને તેના માથામાં લોઢાંનો મેખ માર્યો હતો! મેં ફરેસ્તાને પુછયું કે; "આ કોણ મરદ છે? અને એણે શું ગુન્હા કીધો છે?" સરોશ અશો અને આદર ઈઝદે કહ્યું કે, "આ રવાન તેજ પાપી શખ્સનું છે, કે જેણે જગતમાં ખોટો ઈનસાફ કીધો. એણે લાંચ લીધી, અને જુઠા ફતવાઓ આપ્યા."

મેં વળી કેટલાંક રવાનો દીઠાં જેમને દોજખમાં ઉંધાં ટાગેલાં હતાં અને તેઓનાં મોઢાંમાં લોહી, રીમની, અને માણસોનાં મગજ જોરથી રેડીને દાનવો તેમને ઘસડી લઈ જતા હતા, અને બધા બુમ પાડતા હતા કે; હમે માપ બરોબર રાખ્યે છીએ. મેં પુછયું કે; "આ શખસો કોણ છે? અને એઓએ શું ગુન્હા કીધો છે?" સરોશ અશો અને આદર ઈઝદે કહ્યું કે; "આ તેજ પાપીઓનાં રવાનો છે કે જેઓએ ગેતીમાં જોખ, ભરત અને બીજાં માપો ઓછાં રાખ્યાં અને માણસોને આવાં ખોટાં માપોથી ચીજો વેચી."

ત્યાર પછી મેં એક સ્ત્રીનું રવાન જોયું, જેની જબાન કાપી નાખેલી હતી તથા આંખો ફોડી કાઢેલી હતી, અને સાંપ, વિંછુ, કીડા અને બીજાં ખરફસ્તરો તેના માથામાંથી ભેજું ખાઈ જતાં હતાં, અને વખતે વખત તેણી પોતાનું શરીર દાંતો વડે પકડીને તેની ઉપરથી ગોસ્ત કરડી ખાતી હતી! મેં પુછયું કે; "આ સ્ત્રીએ શું ગુનાહ કીધો છે?" સરોશ અશો અને આદર ઈઝદે કહ્યું કે; "આ તે પાપી ઓરતનું રવાન છે, કે જેણે હાડમંદ દુન્યામાં જનાકારી કીધી અને ઘણીક જાદુઈ કીધી અને એનાથી ઘણાંઓ દુઃખી થયાં હતાં."

વળી મેં એક મરદનાં રવાનને જોયું, કે જે દોજખમાં એક થાંભલાના જેવા સાંપની મીસાલે ઉભો હતો, અને તેનું માથું માણસોનાં માથાં જેવું હતું, અને બાકીનું શરીર સાંપની મીસાલે હતું. મેં પુછયું કે; "આ શખ્સે શું ગુનાહ કીધો છે?" સરોશ અશો અને આદર ઈઝદે કહ્યું કે; "આ રવાન તે પાપી મરદનું છે, કે જેણે ગેતીમાં જુઠી સમજાવટ વાપરી. આથી કરીને તે દોજખમાં સાંપના આકારમાં દોડતો હતો." મેં એક મરદના રવાનને જોયું, કે જે

માણસોની ચામડી અને ગોસ્ત ખાતો હતો. મેં પુછયું કે; "આ કોનું શ્વાન છે?" સરોશ અશો અને આદર ઈઝદે કહ્યું કે; "આ શ્વાન તે પાપી શખ્સનું છે, કે જેણે ગેતીમાં મજુરોની મજુરી અને ભાગ્યાઓના ભાગ હિસ્સા આપ્યા નહીં. હવે આ શ્વાને ભારે સજા ખમવીજ જોઈએ." એટલા માટે હે સારદા! પ્રભુમાંજ તું ત્હારૂં સુખ સમજીને દુઃખનાં રોદણાં નહીં રડ!

હું જાણું છું, કે એક બીમાર બાઇ જેણી છ વરસ થયાં ખાટલો સહેવતી હતી, તેણી હંમેશાં ઉપકારની લાગણીઓ સાથ એવું બોલતી કે; "સુખી થવા માટે હું બેહેસ્તમાં જવા ચ્હાતી હતી, પણ તે પરોપકારી પિતા મારાં બિછાના નજીકજ મને તે સર્વે અમર સુખનાં સાધનો પુરાં પાડે છે; કારણ કે, તેની હંમેશની યાદથી અને રોશન હાજરીથી હું કેટલી બધી ખુશાલ રહું છું! ન જોરૂ ન જાતા, અલ્લા મિયાંસે નાતા." હું જાણું છું કે,

અનુકૂળ સ્ત્રી ઘણાં સુખોથી લાડકી થઈ વધુ તેહેંકરાઈ અને અચકો મચકો કરી ઘણીવાર અનુકૂળ ધણીને પ્રતિકૂળ કરે છે, અને ઘણીવાર ભેજાંના ફરેલ માટીઓ તેમનો મરડાટ તોડી હંમેશની રડતી પડતી મૂકે છે. માટે મચકો ના કરરે મેહતરાણી, એ ચુડે મેં તેર આણી, એવા સપાટા લગાવનારા ધણીથી ચેતીને ચાલવામાંજ સારદા બેન, તમને લાભ છે.

બે નસીબીપે અયે દીલ તું અબશ રોતા હયે;
જો લીખા કાતેબે કુદરતને વ્હોહી હોતા હૈ.
સફરે મુલકે અદમ તુજકુ હુએ આખેર દરપેશ;
ખાબે સફલતસે તું બેદાર હો કયા સોતા હુએ.
નહીં મુમકીનકે મુગીલાસે શમર હો પએદા;
ફલભી ખાતા હુએ વ્હોહી જો કોઈ કુછ બોતા હુએ.

સારદા રોતી રોતી બોલી—

લઈ શીખ તમારી ઓ માત! સાહેલડી, જાઉં છું;
વિખુટી પડું તે મનમાંહ, મસ અકળાઉં છું.
ડગલું આગળ દેઉં કે ખેંચે, સબળ સ્નેહ સાંકળી;
અન્યો અન્યના છે જે ભાવ તેણે મને સાંકળી.

રામ કૃષ્ણ વગેરે અવતારી પુરૂષો તથા જ્ઞાની સંત પુરૂષો જ્ઞાનથી મુકત થયા, તેઓનું હુંપણું રહ્યુંજ. નહીં, પછી તેઓનાં શરીરો મરી ગયાં, તોપણ તેમની પછવાડે તેમનું સામર્થ્ય ચાલે છે, એ શું છે? મેસીદોનના ફીલીપને એક વખતે એકજ દિવસે ત્રણ ત્રણ ખુશીના સમાચાર મળ્યા હતા. એક તો એ, કે ઓલીમ્પીક ગેમ્સ નામની મોટી નામીચી હરીફાઈની રમતોમાં તેણે ફતેહ મેળવી હતી. બીજી તો એ, કે દાર્દેન્યન લોકો સાથે તેને જે લડાઈ ચાલતી

હતી, તે લડાઈમાં તેના સરદાર **પારમીનીઓએ** મોટી ફતેહ મેળવી હતી. ત્રીજી એ, કે તેની બાયડી **ઓલીમપ્યાએ** એક ગાદીવારેસ બેટાનો જન્મ આપ્યો હતો, જે પાછળથી આખી દુનિયાંને જીતનાર મહાન **સીકંદર** થયો. એ ત્રણે ખુશ ખબરો સાંભળી તેણે આકાશ ભણી નજર કરી, અને પોતાનાં દીમન અથવા ફરોહરને અરજ ગુજારી કે, "આ ખુશીની ખબરોને સમતોલ કરવા માટે જો મ્હારી ઉપર કોઇ દુઃખો પણ આવી પડવાનાં હોય, તો તે દુઃખોને તું મધ્યમસરનાં કરજે !" મતલબ એ કે, તે ચતુર પાદશાહ જાણતો હતો કે, જેમ તેની ઉપર એક પછી એક સુખો આવી પડયાં છે, તેમ દુઃખો પણ આવી પડવાનો સંભવ છે. ત્યારે,

ચેરા બાયદ ઇં ગંજો ઇં આઝો રંજ;
રવાં બસ્તન અંદર સરાએ સેપંજ.

શા માટે આ બધી દોલત પ્રાપ્ત કરવાના લોભ માટે ત્હારે સખ્તી ને બળા માથે ઉઠાવી રંજીદા થવું જોઈએ ! આ ક્ષણભંગુર ઘડીભરની જીંદગી ઉપર શા સારૂ દિલલગી રાખી તેમાંજ જુઝયા કરવું જોઈએ ? સુખ દુઃખના આવા નાપાયદાર વિચારો જાણ્યા પછી, તું હંમેશાં પડતીના વખતમાં રોકાયલી રહેજે, જેથી તને અને ત્હારાંઓને તું ઉપયોગી થઈ પડીશ સારદા. ઉદ્યોગ એજ જગત્‌નાં દુઃખોને નસાડે છે.

ચીન દેશના એક ડાહ્યા શહેનશાહ હમેશાં કહેતા, કે જો કોઇ પુરૂષ મહેનત નહીં કરે અથવા કોઈ સ્ત્રી આળસુ પડી રહે તો તેનાં પરિણામમાં શહેનશાતનો કોઈ પણ ઈસમ ભુખમરો અથવા ઠંડીથી પીડાવા માંડે. કામ ને ઉદ્યોગ કરવાથી તથા વિચારો અને વાતો નોંધી રાખવાની ખંત અને કાળજીથી ભુલકણાપણામાંથી આપણે મુકત રહ્યે છિયે. સારદા બેન ! લોર્ડ **બેકને** ગભરાટના વખતમાં કાંઈ પણ રોકાણમાં રહેવાના ઇરાદાથી પોતાની પાછળ ઉપયોગમાં લેવા લાયક એકાએક ઉભરાયલા વિચારોની મોટી ફાઈલ તયાર કરી રાખી હતી, જે તેને અને તેની પાછળનાંઓને દુઃખમાં દિલાસા લેવાના દાખલાઓ જેવી થઇ પડી હતી. કેહવત છે કે, દુઃખે તેને પીડ, ને કામવાળાને વીર.

તેવીજ રીતે દુઃખ ભુલાવવા માટે કંઇજ નહીં તો રોકાયલા રહેવાની ધાંનતથી **અર્સકીને** બર્ક જેવા વકતાના લેખોમાંથી **ઢગબંધ ઉતારાઓ** કર્યા હતા, જેથી દુઃખની યાદ કમી કરવાનું તેને મળ્યું હતું. વિપત્તિના વખતમાં રોકાણ એ ઉત્તમ ઉપાય જાણીને **એલ્ડને** એક મોટાં વોલમની પોતાને હાથે બે વાર આખી નકલ કરી લીધાથી તે ગ્રંથ જાણે પોતાનાજ મગજમાંથી ઉત્પન્ન થયલો હોય તેમ તે રજુ કરતો, અને સંતોષ મેળવતો હતો. વળી ગરીબ અને કંગાલ સ્થિતિમાં સુધ્યારો મેળવવાના શુભ હેતુથીજ **ડૉ૦ પાઇ**

**સ્મીથ** પોતાના ચોપડી બાંધનાર બાપને ત્યાં જે કેતાબો જલ્લદ બાંધવા સારૂ આવતી તે દરેકના, સારાંશ, અગર આખા ઉતારા કરી રાખી તેના ઉપર પોતાની ટીકા કરતો હતો, અને ગરીબાઇને ભુલથાપ આપતો હતો. માટે હે સારદા, કોઈ પણ હાલતમાં તું ચિંતાતુર ના બેસી રહે; એ તો ઘોડાની આંખમાં આંગળી ભોંકયા વિના બાચકું છોડે નહીં. છાપ જો હોય દરેકના કપાલ ઉપર ભિ-તરની ગમગીન લાગણીઓનો; ઉશકેરે તેઓ આપણા મનની અંદર અદેખાઈ બદલ ઝરો દયાનો. છુપાવેલો એક ગમખાર ઘા દુઃખથી ઉંચકાતી એક છાતી માંહે; રજુ થાય છે જ્યારે ખુલ્લો તે, આહા ! સાબેત કરે છે બહેતર જો તે ન આવે બાહેર. દુઃખની આંખમાં આંગળી ભોંકશો તોજ તે તમારો પીછો છોડશે.

હરિ તુરિ ગહ્યાં ન છાંડહી, ચહે અનાદી ચાલ ;
ભકત દ્રગનકોં પિરતહિં, દોહૃ તજે તકાલ. (દયારામ)

એક તો ખુદાતાલાએ જેનો હાથ ઝાલ્યો હોય તે કદિ મૂકે નહીં, ને બીજો તો ઘોડો, કે જે પણ બાચકું ભર્યું હોય તો છોડે નહીં. પરંતુ તુરી કહેતાં ઘોડાની આંખમાં આંગળી ભોંકયે તો બાચકું ભરેલું છોડી દે, તેમજ ખુદા પણ પોતાની ચશમ રૂપી જે પોતાના બંદગીખોરા બંદા હોય, તેમને જો કાંઇ હેરાન કરે તો તેઓને તે સાહેબ ખડતા કરી દે છે. આ લોકસાં જે મનુષ્યની બુધ્ધિ વગર કામ કરે ચિંતાથી વ્યાકુળ થાય છે, તે મનુષ્ય સત્યનો ત્યાગ કરે છે, બંધુ વર્ગને છોડી દે છે, તથા માતાનો અને જન્મભૂમિનો પણ જલદી ત્યાગ કરીને નાસબર થઇને પોતાને મન ગમતા એવા પરદેશમાં ચાલ્યા જાય છે. માટે સારદાબેન દુઃખથી દાઝીને નાસી શા સારૂ જાય છે ? સબર કર.

તા સેદફ કાને ન શુદ, પુર દુર્ર ન શુદ.

જ્યાં સુધી મોતીની શીપને સબર નહીં થાય, ત્યાં સુધી તે શીપ મોતીથી ભરેલી નહીં થાય. સબર પકડીને થોડું જતાં સઘળું રહેતું હોય તો રાખીએ, સઘળાંનો નાશ કરતાં અરધાંનો નાશ ભલો છે. આપણા મનથી માન્યે તો જે સઘળું દુનિયાંમાં છે તે સઘળું આપણુંજ છે. મીલટન કહે છે કેઃ—

The mind is its own place and in itself
Can make a Heaven of Hell, a Hell of Heaven.

અંતે તો નાશ સર્વ ચીજનો છે. ત્હારી માલ મતાનો કે મ્હારી માલ મતાનો, ત્હારાં સગાં સ્નેહિઓનો કે મ્હારાં સગાં સ્નેહિઓનો સર્વનો એક દહાડો તો નાશ છેજ, માટે કોઈ પણ નાશ સારૂ દિલગીર ના થશો.

મુહતાજ હો, ગની હો, અમીરો કબીર હો,
સુલ્તાન બે નજીર હો, અહલે સરીર હો,
સરદાર હો, જરી હો, જવાં હો કે પીર હો,

નાદાન, બેવકૂફ કે દાના, દબીર હો,
ઝગરા અજલકે હાથસે યકરોઝ પાક હય,
જિસ ખાકસે બના હય, વહી સુરતે ખાક હય !

મોતનો દરવાજો ૨૪ કલાક ઉઘાડો છે, માટે તું જેટલું નેકીનું કૃત્ય કરશે તેટલું ત્હારૂં. બદીનાં કામો સદા કાળ તને પીડશે. સરકારના ઈનશાફમાંથી તું ભરભલામણ કે લાંચ રૂશવતથી છુટવા પામશે, પણ ખુદાઇ લાકડીનો ફટકો તને કદી છોડવાનો નથી. બેસ્સસ નામના એક પુરૂષ વાસ્તે કહે છે, કે તેણે પોતાના બાપનું ખુન કર્યું હશે તેની કોઇને ખબર નહોતી. એ બાબત તેને મનમાં હંમેશાં યાદ આવી તેને ડંખતી હતી. એક દિવસે તેણે થોડાંક ચલિયાંનો માળો હેઠે તોડી પાડી તે ચલિયાંઓને મારી નાંખ્યાં. કોઈએ એમ કરવાનું કારણ તેને પુછતાં તેણે કહ્યું કે; “એ ચલિયાં ચુંચું કરીને ફોકટ મને મારા બાપનું ખુન કરવાના વાંકુ માટે બદનામ કરે છે.” એમ કહીને તેણે પોતાનો કોઇને પણ નહીં માલમ. એવો ગુનાહ જાહેર કરી દીધો; અને રાત દહાડો તેના કાળજાને કરડતા ગુપ્ત કીડાને ચલિયાંની માફક મારી નાંખવાને શકિતવાન ન હોવાથી ફાળ ખાઈ ખાઈને લાંબી જીંદગી ગુજારતો સબડયા કરતો હતો. રાત ને દહાડો તે ચિંતામાં ને ચિંતામાં ગુજારતો.

ચિંતા તૂં સુઘરહૂ સદય, કરે ચતુરકો સંગ;
ગ્યાંની મુગ્ધ નચીંતતા, બહૂત રંક્રપે રંગ.

હે ચિંતા ! તું ઘણી ચતુર છે. વળી તું દયાળુ પણ ઘણી છે, કેમકે જ્યાં જોઈએ ત્યાં ચતુર, ચાલાક, ને ચબરાકની પાસેજ વસતી તું જોયામાં આવે છે માટે તું ચતુર છે; અને દયાળુ એટલા માટે, કે ગરીબ રાંકડા ઉપર ત્હારી કૃપા ઘણી છે. વળી તું ચગોર એવી છે, કે જ્ઞાની અને મૂર્ખ એ બે સાથે તને દોસ્તી હોતી નથી, પણ “સુરાખ દર આસમાન ન મીશવદ” આભ ફાટે ત્યાં થાબડું કેમ દેવાય ? ભુંડાં કર્મ કરવાં સહેલ છે, પણ તેનાં ફળ ચાખવાં ઘણાં મુશકેલ છે. હાથી આગળ પુળો નાંખવો સહેલ, પણ કાઢી લેવો મુશકેલ. હાથી આગળ પડેલો પુળો પાછો નહિ લેવાય ; તે તો પડયો એ પડયો. તેમજ નીચ પુરૂષ છે તે બીજાનું કામ બગાડવા સમર્થ છે, પણ સુધારવા સમર્થ નથી. ઉંદર ઢાંકણું પાડી નાંખે છે પણ ઉઠાવીને પાછું મૂકી શકતો નથી. સેંકડો વામ ઉંડાં પાણીમાં તરતી માછલીને માણસ પકડી કાઢે છે, અને હજારો વાર ઉંચે ઉડતાં પક્ષીઓને માણસ ધરી શકે છે, પણ એક પુટ દુરનું જે સામા માણસનું હૈડું, તે કોઇ પણ પકડી કે પિછાની શકતું નથી, કે ભલાં ભુંડાં કર્મોના પરિણામ તે કેવી રીતે ભોગવે છે. ભલે સારદા ! નીચાં માયબાપને ઘર જન્મવાથી કાંઈ ત્હારી પરિક્ષા નથી, પણ નીચ ઉંચ કર્મથી, અને ત્હારી ખંત અને મહેનતથીજ

દુન્યાં ત્હારી પરિક્ષા આપોઆપ કરી લેશે.

**સેમ્યુઅલ** કે ગરીબ કંગાલ માબાપને ત્યાં જન્મી નઠારા ધંધાઓ કરીને પણ આખરે નીચ કુળને ઉંચ કુળ ઉપર ભારે જેહમત કરીને લાવી શકયો, ત્યારે તેણે જણાવ્યું હતું કે: "સંસારમાં, સર્વથી નીચ કુળમાંથી હું ઉગી નિકળ્યો, અને મહેનત જેહમતથી મારાં નીચ ખાંદાનને માનવંત ખાંદાની કુટું-બમાં ફેરવી શકયો, તે પ્રમાણિક મહેનત, કરકસર, અને નીતિવાન ચારિત્રને લીધેજ. પરમકૃપાળુ પરમેશ્વર મ્હારી જેહમનો જોઇને હસતો હતો, અને તેણેજ મ્હારી ઈચ્છા પૂર્ણ કરી ફત્તેહ આપી."

"દૈવની વિચિત્ર ગતિ શકિત ના કોની ચાલે,
સઉથી બળવાળી સદા સાથે ને સાથે ચાલે.
પળ માંહે ઉળટ પુળટ કરી દે આશ્ચર્ય લાગે,
બુધ્ધિ ભ્રંશ કરે જરાં સુઝે ના. કોઈ કાળે.
વ્યર્થ છે કરવું તે ગમ પરમોટો જાય આવે.
વિપત્તિ પર ધીરવીના મનને કોણ શાન્તિ આલે?—**દૈવ.**"

પરબ્રહ્મ તો કોઈ ઠેકાણે જતું નથી. કોઈને પીડા કરતું નથી. અને નિંદા–સ્તુતિ તેને લાગતી નથી. જે ગાળો આપે છે તે અંતરાત્માને લાગે છે એવો અનુભવ છે. "રાંડના" વિગેરે ગાળોનો હિસાબ કેટલો કહેવો? એમાંથી કાંઇ પરબ્રહ્મને લાગતું નથી. તેના વિષે કલ્પનાજ ચાલતી નથી. પણ એવું ચોખ્ખું જ્ઞાનજ કોઇને થતું નથી. સૃષ્ટિમાં સવ જીવ વૈભવવાળા કયાંથી હોય? વાસ્તે સારા માઠા એવા બે પ્રકાર અંતરાત્માજ કરી રાખે છે એમ જાણવું જોઇએ. જ્યાં જૂઓ ત્યાં તે અંત્તર આત્મા, પરમાત્માજ તમને કર્તા હર્તા દેખાશે. પરંતુ એ પુન્ય પ્રેમનો સૌને અનુભવ થતો નથી. જે સહેલથી સાધા-રણ માણસો સમજી શકે એવો પણ તે પ્રેમ નથી. માટેજ લોકો ચોકકસ અવસ્થાને દુ:ખી અવસ્થા માનીને તેના અદ્દભુત ઉપાય પડયાં પડયાં માગે છે. જેવી રીતે મુગો માણસ સાકર ખાય તેનો સ્વાદ તેના મનમાં સમજે પણ મોઢે કહેવાય નહીં, તેવીજ રીતે પ્રેમરૂપી અમૃતનો સ્વાદ કોઇને કદાપિ કહે-વાતો નથી, અનુભવી હોય તેનું મનજ જાણે છે.

પ્રેમામૃતકો સ્વાદ કસ, કો કબુ કહ્યો ન જાઇ;
અનુભવિકો હિય જાંનહી, મુક મિસરીકી નાંઇ.

એક દુ:ખી ને હાડમાર થઇ પડેલો, જગતથી હારેલો મારેલો પુરૂષ કોઇ ગુરૂની શોધમાં ફરવા લાગ્યો. ગુરૂએ પ્રસન્ન થઇ તેને એટલોજ બોધ દીધો, કે જગત્ મિથ્યા છે બ્રહ્મ સત્ય છે, અને જડ કે ચૈતન્ય સર્વ પદાર્થ કે પ્રાણીમાં નારાયણ વસે છે. પ્રત્યેક પદાર્થ કે પ્રાણી એ સર્વ પરમાત્મા પોતેજ

છે, માટે તું જેને પણ દેખે તેને નારાયણ સમજીને ત્હારો સંસાર ચલાવ, તને દુઃખ ના થાય!" પેલાએ આમ કરવાનું મન ઉપર સજડ લીધું. બીજે દિવસે રાજનગરના રાજમાર્ગે થઈને તે જવા લાગ્યો, તો રસ્તે એક અલમસ્ત હાથી આવતો દીઠો. સૌ લોક બાજુએ થયાં, પરંતુ આ દુઃખી શિષ્ય તો ખિસ્યા વિના કહેવા લાગ્યો; "એ તો નારાયણ છે!" માવત કહે; "હે ભાઈ! બાજુ હટ જાવ, મારા જાવગે!" પેલે કાંઈ માન્યું નહીં. એટલામાં હસ્તિએ પોતાની સુંઢનો ફટકો લગાવી પેલાને ફેંકી દીધો. લોક લોક થઈ ગયું, અને પેલો વધારે દુઃખમાં આવી પડીને બોલ્યો:—"અબે તેરે નારાયણકી એસી તેસી! નારાયણ થા તો મીજે ગરીબકું કીસ લીએ મારા?" બીજે દિવસે ગુરૂને જઇ પુછવા લાગ્યો; "બધાંમાં નરનારાયણ હતા તો પેલા હસ્તિ નારાયણે મને શા સારૂ આવું શારીરિક દુઃખ દીધું ભલા?" ગુરૂએ હસીને કહ્યું: "માવતમેંભી નારાયણ હોતા, ઔર વો માવત–નારાયણને તુમકુ બાજુ હટ જાનેકા હુકમ દીઆ, ઓ હુકમ તુમને નહીં માના, ઇસ લીએ તુમને પછાડ દીઆ! વાસ્તે માવતકુ પર તુમને નારાયણ સમજના થા!"

બજારમાં લોકો ઘણા ભેળા મળે છે, અને જે જે વેચવા લાવે તે સર્વ વેચાય છે, પણ ઉત્તમ વસ્તુ જે છે તે કોઈ લેતું નથી. એ તો ભાગ્યશાળી હોય તે ખરીદે છે. એજ રીતે ખાવું, પહેરવું, તેમજ દેવની પૂજા કરવી, તેવીજ રીતે બ્રહ્મજ્ઞાન એ પોતાના અધિકાર જેટલું ગ્રહણ થઇ શકે છે. સર્વ લોક સંસાર સારો જાણી સુખમાં વખત ગુજારે છે, પણ જે વૈભવ મોટો રાજા ભોગવે છે તે તેઓને કયાંથી મળે? અંતે તો રાજા એક વતન મેળવે છે ને એક ગુમાવે છે એવું વ્યાપકપણાનું કામ છે. મનુષ્ય પોતાની સ્થિતિનો માલીક છે. મનુષ્ય પોતાના ભવિષ્યનો માલીક છે. આમ છે તો પછી માણસ દરિદ્ર ને દુઃખી કેમ થાય છે? માત્ર ઇચ્છાઓના વિરૂધ્ધપણાથીજ. ખરાબ ઈચ્છાઓ કરવાથીજ. એક ઇચ્છા અમુક કાર્ય કરવા તરફ હોય છે, અને બીજી ઇચ્છા બીજુંજ કામ કરવા દોરવે છે. ત્રીજી ખાહેશથી ચોક્કસ ઉંચે દરજ્જે ચઢવા મન થાય છે. ભાષણ કર્તા તરીકે કિંવા ગ્રંથકાર તરીકે થવાનું મન એક ઇચ્છા કરે છે, ત્યારે બીજી ઇચ્છા તે માર્ગેથી ખસેડવાનેજ તેને પ્રેરે છે. ઇંદ્રિઓના ગુલામ થવાજ તેને પ્રેરે છે. વિરૂદ્ધ ઇચ્છાઓ જૂદો જૂદો માર્ગ પકડાવે છે તેથી થાય છે શું? બન્ને ઇચ્છાઓ તૃપ્ત તો થવીજ જોઈએ. એક ઇચ્છા તૃપ્ત થાય છે ને બીજી થતી નથી, ને તેથી કરીને દુઃખ થાય છે. આ પ્રમાણે લોકો ગાંડી ઘેલી ઇચ્છાઓજ કરીને હાથે કરીને દુઃખો માથે વ્હોરી લે છે. દુઃખ પણ તમને એમજ જણાવે છે, કે તમે તમારાં ભવિષ્યના માલીક છો. શુભ ઇચ્છાથી સુખ ભોગવો, પણ મરણના ચક્રમાં આવતા કાંઈ અટકો નહીં.

અશુભ ઇચ્છા એક પણ રાખેથી જન્મ મરણની ઘટ્ટમાળમાં રાજા પાદશાહ, કે ફકીર ફુકરા પણ આવ્યા વિના રહેતા નથી. મનુષ્ય માત્રને મરણની ઘટ્ટમાળેજ માણસ બનાવ્યો છે. કેમકે ગમે એવાં સુખમાં તે જોતોજ જાય છે, કે ભલા ભલા પાદશાહ પહેલવાંનો પણ મુઆ વગર રહ્યા નથી. જેથી શાહ કૈખશરૂ દિલાસો લે છે, કે તુર અને શેલમ અને ફરીદુન જેવા નામીચા નરો ચાલી ગયા છે, તો આપણી શી બિસાત?

દરવીશો ગની બંદએ ઈન ખાકે દરંદ;
વાંનાંકે ગનીતરંદ મોહતાજતરંદ.

દરવીશ કે ફકીર કે તવંગર એ સૌ પાક તાલાની દરઘાની હેવડીની ખાકના બસ ગુલામોજ છે. જે લોકો ઘણા શ્રીમંતો છે તેજ લોકો ઘણા તંગીમાં મોહતાજમંદ છે.

## "સિકંદર! ઓ દીકરા સિકંદર! તું કયાં છે?"

સિકંદર પાદશાહ જવાન જોત જયારે મરવા સુતો ત્યારે, તેની માતા રડમસ થતી પુછવા લાગીઃ—"વ્હાલા દીકરા! ઘરડી માવતરને છેવટની રડતી નાખીનેજ જયારે તું જાય છે, તો ત્હારો મૂખડો મ્હને આઠ દહાડે પણ દેખડાવી જશે દીકરા?" સિકંદરે નકારમાં ડોકું ધુણાવ્યું. છેવટે માતાની ઘણીજ કાકલુદી સાંભળી ત્યારે કહ્યું:—"પ્યારી મા! દર અઠવાડિયે મ્હારી ઘોર આગળ આવીને મ્હને સાદ મારજે, હું જવાબ આપીશ મા!" સિકંદર મુવા પછી પેલી માતા દર અઠવાડિયે દીકરાની કબર આગળ જઈ બૂમો મારવા લાગીઃ—"સિકંદર! સિકંદર! વ્હાલા દીકરા! ત્હારા વગર હું કેવી તરફડું છું! જરા તો બોલ દીકરા!" પણ દર વખતે નિરાશ થઇ પાછી ફરતી. છેવટે એક દહાડે જઈને બહુજ મોટેથી રડીને આરડવા લાગીઃ—"હે દીકરા સિકંદર! સિકંદર! ત્હારી માતાને કાં ટટળાવે છે! જરા તો સાદ આપ સિકંદર બેટા!" ચમત્કાર થયો, ને કબ્રસ્તાનમાંથી ગેબી આવાજ સંભળાયો કે; "હે બુઢિયા! તું ઘડી ઘડી સિકંદર! સિકંદર! કરીને હાંક મારે છે, તો તું કિયા સિકંદરને બોલાવે છે? અહિં તો સેંકડો સિકંદરો દટાયેલા છે!" આ ગેબી અવાજ સાંભળીને દુઃખી માવતર ચૂપ રહી, ને પાછી ફરી તે બસ ફરીની કબર આગળ ગઈજ નહીં. તેના સિકંદર જેવા તો હજારો સિકંદરો ખાક રાખ થઈ ગયા હતા.

એક દિન ભારત યહ સબ સરતાજ થા,
જિસ જમાનેમેં યહાં પર રાજ થા.
ભારતકો સૂના છોડકે વહ કહાં ગયે મહારાજ?

ગયે **રામ લખમન** કહાં શૂરવીર બલધારી ?
જિનકે બલસે પૃથ્વી કાંપીથી સારી.
ગયે કહાં **યુધિષ્ઠર ભીમ, ભિષ્મ** તપધારી ?
કહાં **પરસુરામ અર્જુન**સે શસ્ત્ર ખિલારી;
કહાં ગયે **કરન** અભિમાની, કહાં ગુરૂ **ગોવિંદ** લાસાની,
**પ્રતાપસિંહ** બલવાંની, જિસકી વિખ્યાત કહાની,
કિયે કાજ ઉન્હોંને બડે, ન મનમેં ડરે, યુધ્ધમેં લડે,
નહિ મૂહ મોડકે રણ અંદર હરદમ ગાજે ! વહ કહાં ? ૧
કહાં ગયે **વસિષ્ટ** ઔર **વ્યાસ**જી વિદ્યાધર,
કહાં **કણાદ ગૌતમ, કપિલ જૈમિની** મુનિવર;
કહાં **પતિંજલ**સે રૂષિ ઔર **પારાશર**;
જિનકી કૃપાસે વિદ્યા ફૈલી ઘર ઘર.
કહાં ગયે **પાણિની** ભાઈ, જિન હિ રચિ દઈ અષ્ટા ધ્યાઈ;
કહાં ગયે **કૃષ્ણ** સુખદાઈ, જો વેદ ધર્મ અનુયાઈ;
ગયે **નારદ બ્રહ્મા** કહાં, કરૂં કયા બયાં, રહે નહિ યહાં,
વે નાતા તોડકે જાકર પરલોક વિરાજે. વહ કહાં ? ૨

**સારદા** ! દિલાસા સાંભળવા જેટલા પણ તમારા કાન પાત્ર નથી, તો અજ્ઞાને તમને દુઃખ કેમ ન સાંભરે ? ઉપદેશ ન લો તો દિલાસો ધરો એજ બસ છે. સોનેકે કટોરેમેં કૌન ભીખ ન દેગા ?

એક માણસ જો માંદો પડે તો તેનું મુખ્ય કારણ શું હોવું જોઈએ ? તે માંદો છે તેને દુઃખ થાય છે એ સત્ય છે, તો તેનું કારણ શું ? કારણ એજ, કે **અજ્ઞાનતા**. એ માંદો છે ને દુઃખી થાય છે, પણ તે પોતાની માંદગી માટે સઘળાં જગતને જવાબદાર છે. મંદવાડથી કરીને અજાણમાં પણ તે પોતાના રોગના રજકણો બીજાંઓ તરફ મોકલે છે. **કોઇ માણસને માંદાં પડવાનો હકજ નથી.** પોતાને દુઃખ થાય છે તેટલાં પુરતુંજ નહીં, પણ એ પોતાના રોગથી બીજાં માણસોને પણ હાનિ કરે છે. તો દરેક જણે ઘણી સાવચેતી રાખવી જોઈએ, ને માંદા ના પડવું જોઈએ. પોતે દુઃખી થાય છે, ને બીજાંને દુઃખી કરે છે. તેમને તેમ કરવાનો હક નથી. મંદવાડ કાંઇ માત્ર શારીરિક કે દેહનો ગુન્હા નથી, પણ માનસિક યાને મનનો ગુન્હા છે. અનેક ચીજો માણસો ખાય છે, પણ તે ખાતાં તેણે સંભાળ રાખવાની છે. પોતાને વાસ્તેજ નહીં પણ જગતના ભલાં માટે પણ શું ખાવું ને શું નહીં, અનીતિમાં ફસાવું કે નહીં, અકુદ્રતી કૃત્ય કરવું કે નહીં, તે બાબત વિચાર કરવાનો છે. અકરાંતિયા માફક ખાશો પીશો નહીં, અનીતિના ધામોમાં ફસાઇ પડશો નહીં, અને અકુદ્રતી

કૃત્યો કરશો નહીં. બહુ સંભાળ રાખજો. જુવાંનીમાં ધન ને ધાતુ નહીં સંભાળવાથી સંસાર તેમજ શરીર બન્નેને સોસવું પડશે. માણુસ જ્યારે માણુસનેજ ખાય છે, માણુસ જ્યારે માણુસનોજ સંહાર કરવા મથન કરે છે, ત્યારે માનવી જાતિનોજ સ્વભાવ પશું સમાન થઈ પડતો જાય છે. માછલું માછલાંનો નાશ કરે છે અને નાતિલો નાતિલાનો નાશ કરે છે તેમાં સંદેહ નથી. અને એટલા માટેજ રામે રાવણુનો નાશ કરવા માટે વિભીષણુનો સત્કાર કર્યો હતો. એટલે માણુસ ઉપર દુઃખ દર્દ વરસાવનાર એક રીતે માણુસ પોતેજ છે. પરંતુ જે દુઃખો કસોટી અને પરિક્ષા કરવા સારૂ પ્રભુ આપે છે, તે દુઃખ વખ્તે તે પોતાનો ગેબી હાથ આપીને ગેબી મદદ પણ કરે છે. તે ત્રણ વસ્તુ છે, કે જેથી માણુસનો જીવ ધરાતોજ નથી, ને પોતે પોતાને દુઃખી કરે છે. ૧–પોતાનાં શરીરને વિશ્રાંતિ અને રાહત આપવાથી, ૨–જીંદગીથી, અને ૩–માલ મીલકત એકઠી કરવાથી માણુસને તૃપ્તિ થતીજ નથી, જેથી આપણે હમેશનાં સંતાપેલાં રહ્યે છિયે. હે દીવાની! આમ છે ત્યારે જેની તેની આગળ ત્હારાં દુઃખો ના રડ. બીજાઓની અજમાયસથી તું ડહાપણ શીખ. અને તેઓની ખોડ ખાંપણ જોઇને તારા પોતાના વાંક દોષ સુધાર. ઘણાં સુખી સ્ત્રી પુરૂષોનાં જોડાં લીલી સુકી વેઠયા શિવાય અને દુઃખ તથા વિપત્તિઓ ખમ્યા શિવાય સુખ મેળવી શકયાં નથી, એ સ્પષ્ટ અજમાયશમાં લે.

મગુ અંદુહે ખીશ બા દુશમનાંન;
કે "લાહોલ" ગુઇઅંદ, શાદી કુનાંન.

હે દુઃખ્યારી! ત્હારાં દુઃખો વીશે શત્રુઓની આગળ વાતો નહીં કહીશ. કેમકે ત્હારૂં દુઃખ સાંભળીને ત્હારાં શત્રુઓ મોઢેથી તો "અવાખશે પરેમાન" એમ કહી બહારથી દિલસોઝી બતાવશે, પરંતુ મનમાં તો ખુશ ખુશાલ થશે.

એક ગ્રહસ્થ દરિયામાં ફરવા જનાર હતો, તેણે હોડીવાળાઓ તરફ જોઈને પુછ્યું, તમને કોને કોને તરતાં આવડે છે રે? પેલો કહેજે મને, ને પેલો કહેજે મને, પણ એક જણુ મુગો બેસી રહ્યો, કેમકે તેને આવડતું નહોતું. પેલો ગ્રહસ્થ તેનીજ બોટમાં જઈ બેઠો, કે એ જેટલી મારા જીવને ખાતર, તેટલીજ પોતાના જીવને ખાતર, બોટને સંભાળથી ચલાવશે. જેણે પોતે જે ચીજનો ભય જાણ્યો છે તે ચીજ તેને પ્રાપ્ત થતાં સુધી તે બહુ સાચવી સાચવીને ચાલે છે. જેને પૈ પૈનાં ફાંફાં પડયાં છે, તે રૂપ્યાને બહુ સમાર્ગે ચલાવે છે.

કઉવા જલે આપ હારેસે, ચકવી જલે રૈન અગોરસે;
શ્રીમંત જલે ધન ચોરસે, કવિ જલે લહુવા તોરસે.
શમઈ જલે આપ તોરસે, પતંગ જલે આપ શોરસે;
ચંડાલ જલે આપ ગોરસે, મોર જલે આપ ખોડસે.

એ રીતે જેના બાપને સાપે કરડયો તે દોરડી દેખીને પણ બિવાનો. જેને જે ચીજની ધાક પેસી ગઈ હશે તેને તે ચીજથી હમેશાં ચોંકીને ચાલવું પડવાનું. સર જ્યૉર્જ સ્ટેન્ટનને ઈંગ્લંડ તરફના એલચી તરીકે ચીનના શહેનશાહની હજુરમાં મોકલવામાં આવ્યો હતો. શહેનશાહે તેને પુછયું કે; "તમારા દેશમાં ડાકટરોને ફી આપવાની કેવી રૂઢી છે?" સ્ટેન્ટને સમજાવ્યું કે; "પહેલી ફી ને પછી દવા." આ સાંભળીને તે આકાશવંશી શાહ બોલ્યો; "શું ઈંગ્લંડનાં લોકો એટલાં બધાં શ્રીમંત છે, કે માંદા પડે ને ડાકટરને જેટલો વખત ફી લેવા ગમે તેટલો વખત બિછાને પડીને ફી આપ્યાંજ કરે ને ખીચડો ખાયાંજ કરે! મ્હારા ડાકટરોને તો મેં સાલ્યાંણાં નિમી આપેલાં છે. જેવો હું આજારી પડયો કે તુર્ત એમનાં વરસાસન બંધ પાડવામાં આવે છે, અને સાજો થાઉં ત્યારેજ તે પાછાં ચાલુ કરવામાં આવે છે. એટલે તમને જણાવવાની જરૂર નથી, કે તેઓ કાળજી રાખીને, મારી માંદગી ઘણા દહાડા નહીં લંબાય એવી દુવા માગે છે ને દવા પણ કરે છે!" દવા દવાનું કામ કરે ને દુવા દોવાનું કામ કરે. દવા સાથે દોવા હોય તો દરદીને અરધો કરાર થાય છે. હોસ્પીટલમાં ૫૦ દરદીઓ દવાથી ને ૫૦ દરદીઓ દોવાથી સાજાં થાય છે. પણ ભલી બ્હેન! **દવા** એ શું સમજો છો? પ્રથમ કહી આવ્યા પ્રમાણે **દવા** એ પણ તમારાં અજ્ઞાનનોજ ઉપાય છે. આપણે ઓષડોને માટે "દવાદારૂ" શબ્દ વાપરીએ છીએ, ને બોલ્યે છીએ કે; "દવાદારૂ કરો!"—"દવાદારૂ લાવો!" ઈત્યાદિ. પરંતુ દવાનો ખરો અર્થ તો દર્દ. દવા એટલે તો રોગ, એવો તેનો અર્થ છે, ને તે દવાનો દારૂ એટલે ઓસડ છે; છતાં આપણે અજ્ઞાને કહીએ છિયે કે, દવા યાને દર્દ પણ લાવો, ને તે દર્દનો ઉપાય તે ઓષડ પણ લાવો! "દવા કરો" એનો ખરો અર્થ તો દર્દ નિપજાવો! એવોજ થાય છે, છતાં ભુલથી આપણે "દવાદારૂ"નો અર્થ માત્ર **ઓસડ** કર્યે છીયે. પરંતુ આપણા વહેવાર ને આપણાં ખાનપાન એવાંજ થઈ લાગ્યાં છે. આપણી રહેણી કરણી એવીજ થઈ લાગી છે, કે હાથે કરીને આપણે દવા એટલે દર્દ ને રોગ લાવતાં શિખ્યાં છિયે. બ્હેન! **દવા** એટલે દુઃખ દર્દ, ઓસડ ના સમજીશ.

દુઃખ્યા તુંબી રાગ સુન, સુખ્યાકે ઘર રાગ;
રાગ સૂનકે બસ ભયે, કયા નાગ ઔર કયા માર્ગ!

આવા દાખલાઓ ઉપરથી હે દીવાની! તું જરા કુદ્રતના કાર્ય તરફ નિગાહ કર. દિવસ અને રાતની આવજાવ, રૂતુઓનો ફેરફાર અને તેઓને લગતા તરેહવાર દેખાવો, કે જે કુદ્રતને સ્રુંગાર આપે છે, અને જે મનને સુંદર તથા મનપસંદ આકારોથી ખુશી કરે છે, તે ઉપર ત્હારા પોતાનાજ વિચાર તને ખેંચશે. વિદ્યા હુન્નરથી જે રમુજ મળે છે; દોસ્તીથી, ચોપડીઓથી, અને વાત ચિત્તથી જે મોજ મળે છે, અને જીંદગીની અંદર હજારો બીજી રીતની નિર્દોષ

ગમતો મળે છે, તેઓ વિષે હું બોલવા માંગતો નથી. કારણ, જે ઉ-તેજનોથી એક માણસ દરેક સ્થિતિમાં તથા પદવીમાં સાધારણ રીતે ખુશમીજાજ મેળવી શકે, અને જેથી સાફ માલમ પડે કે ખુદાતાલાએ આ દુન્યાંને બળાપો અને ફરિયાદથી ભરી નાંખવાને, અથવા માણસનું દીલ હાય અફસોસમાં મુઝાવાને મકસદ રાખી નથી, તેવાંજ ઉ-તેજનો વિષે હું તને જણાવવા માંગું છું. આવા કુદ્રતના સંજોગોમાં ભલાભલી નરનારીઓ દુઃખના ડુંગરો ઓળંગી ગયાં છે તે તરફ તું નજર કર.

દુસ્ત નઝદીકતર અઝ મન બ મન અસ્તે;
વ ઈં અજબતર કે મન અઝવયે દૂરમ.
ચે કુનદ બાકે તવાં ગુફ્ત કે ઉ;
દર કેનરે મનો મન મેહઝુરમ.

મ્હારો માલેક મ્હારા કરતાં તો મ્હારી ઘણોજ નજીક છે, પરન્ચ એજ ઘણું વિલક્ષણ છે કે; હુંજ તે મ્હારા દોસ્તથી દૂર અને વેગળો છું. શું કરૂં! કોને કહું! તે પ્યારી મ્હારી બગલમાં વસે છે ને હું પણ છડોજ છું, તોએ હું એકલવાયો તેની મજા મેળવી શકતો નથી.

**જોન ઑફ આર્ક** જેવી એક દેવી સ્વરૂપ સ્રીને અંગ્રેજો અને ફ્રેન્ચોએ ડાકણ ઠરાવીને કેટલી બધી રંજાડી હતી! તેણીને શેહેર બાહાર કાઢી મેલવામાં આવી, ફ્રાન્સના જડજોએ એક વરસવેર કેદમાં રાખી, અને પાછળથી જીવતી બાળી નાંખી, ત્યારે જીવ જતાં સુધી પણ તેણીએ સબુરી અને ધૈર્ય રાખવાનાં વચનો કહ્યાં, અને નિંદા તથા બદગોઈથી નિર્દોષો અંત સુધી કેટલાં હેરાન થાય છે, તેનો દાખલો આપી લોકોને નિંદા અને શક સુબેહથી ન્યાય કરવાની ખોટી રીત વીશે બોધ દીધો અને છેવટે જણાવ્યું, કે "સુખની શોધમાં પૂરનારાં મનુષ્યોએ મેં જે રીતે શોધ્યું ને મને મળ્યું તેમ શોધવું!" આજે આપભોગ આપી સુખ મનનારાં **જોન ઑફ આર્ક** જેવાં કોઈ બેટા બેટીઓ છે? નહીં. આજે તો "જીવત બાપકુ મારત દંડા, મુવે પીછે પોંહચાવત ગંગા" એવા પુત્રો પેદા પડે છે. તો પછી પારકાંને માટે સ્વભોગ તેઓ કેમ આપે? ને પછી જે ખરૂં તત્વ સુખ તેમાં રહેલું છે તે કેમ મેળવે? માટે **સારદા દીવાંની!** જે દમ તું ખેંચે છે તે દરેક દમમાં કાંઈ પણ નેકી કર, કાંઈપણ સ્વભોગ આપ, કેમકે જે દમ ગયો છે તે પાછો ફર્યો નથી.

જેહાં પુર જફા હુએ, કીસીકે સંગ ના આય,
કીસે મીલાવે ખાકમેં, કીસુકો માશુક ગ્રીલાય,
જમાનેસે હોકે જો બરહમ ગયા સો ફીર ના ફીરા.
ખેજાન બહાર તો સબકો લગી હે અજમત,
વલે નો જવાનીકા મોસમ ગયા સો ફીર ના ફીરા;
ગુજરકે તનસેં જો દમ ગયા સો ફીર ના ફીરા!

# દિલાસા પત્ર.

## ( ૩૨૧ મો. )

"Our happiness in this world depends on the affections we are enabled to inspire."

આદમ ! આ મનુષ્ય દેહ ધારણ કરીને પછી, જો કોઈપણ જાતની આફત, વિપત્તિ, અને મુશકેલીનો વિચાર કર્યાજ કરે, અને પહેલાં દુઃખેજ જો છેલ્લે પાટલે બેસી જાય, તો તે ઘણાં વિટંબણાં માથે વ્હોરી લે છે. એક દુઃખ એ એક પાપ છે. અસંતોષ, અતિ લોભ, નાહિંમત, બાયલાપણું એ સર્વ ગુન્હાજ ગણાયલા છે. એક ગુનાહ તો પરમેશ્વર ક્ષમા દ્રષ્ટિથી જુએ છે. એક વખતે તો પરમેશ્વર આદમીને ચેતાવે છે. પહેલાં દુઃખ વખતે "પાછો ફર" કહીને બચાવી લઈ તને તક આપે છે. માટે હે આદમ ! આ ત્હારા દેહનો, તેને લાગેલાં દુઃખોનો સામટો વિચાર કરીનેજ આ ભવસાગર તરવાની તું તજવીજ કરે તો વિપત્તિઓ કાંઈ ઈશ્વરે ત્હારેજ માટે ખાસ ઘડીજ રાખેલી નથી. પાપના માર્ગથી પાછો ફરવાનો તું મક્કમ ઠરાવ જેવો કરશે, તેવીજ દુઃખની ભરતીની ઓટ આવવા માંડશે. ગભરાઈ જતો ના. કોઈવાર કોઠી ભરપુર રહેશે, ને કોઈવાર હાંલ્લાંમાં બૉરી પણ નહીં મળશે. હોય ત્યારે બારે માસ, ને નહિ ત્યારે કોરડા અપવાસ એ તો જયાં ત્યાં અનુભવવુંજ. જેણે સંતોષ પકડવો છે તેણે હોય ત્યારે ઈદ, ને નહિ હોય ત્યારે રોજા રાખવાની સબુરી અખત્યાર કરવી જરૂરની છે.

કાગદ કેરી નાવડી, પાની કેરા ગંગ;
કહે કબીર કૈસે તીરૂં, પાંચ કુસંગી સંગ ?

હોડી તો કાગળની મળી છે, ને તરવી તો ગંગા જેવી મોટી નદિ છે, અને સંગાતીઓ છે તો પાંચ, પણ સર્વ ખોટા છે. ત્યારે તું ગંગા રૂપી ભવસાગર એ પાંચ ઇંદ્રિઓની જુદિ જુદિ વાસનાને લઈને કેમ પાર તરી જશે ? વખત આવે ત્યારે તખતે બેસે, અને વખત આવે ત્યારે ખાટલી ઉપર સુએ. જેણે મરણ પછી ભવિષ્યની જીંદગીનો આબાદ વિચાર કયો નથી તેણે કુદ્રતની રૌનક ઓછીજ કરી નાંખી છે. "ભવિષ્યની જીંદગી"માં કહેલું છે કે; ભવિષ્યની જીંદગી માટેની અને તે જીંદગીમાં સુખ પામવા માટેની મજબુત અને જાથુક ઇચ્છાઓ માણસના મનમાં જે સ્વભાવિક રીતે હોય છે તેજ ભવિષ્યની જીંદગીની એક વધુ સાબિતી છે. કોઇ પણ માણસ પોતાની હાલની મઝા અને આનંદથી સંતોષ પામતો નથી. એક સુખ, એક

મઝા, યા એક આનંદ તે ભોગવી રહ્યો, કે બીજાં વધુ સુખ ઉપર તેની ઈચ્છા જાય છે. શું રાજા કે પ્રજા, શું શાહ કે ફકીર, શું વેપારી કે કારીગર એમ એક પછી એક ઈચ્છા ધરાવે છે. ફીલસુફો અને વિદ્વાનો એવી ઈચ્છાથી એક પછી એક નવી નવી શોધો કરતા ચાલુ રહે છે. એજ પ્રમાણે માણુસ જાતની છાતીમાં ભવિષ્યમાં જીંદગી ગુજારવાની ઈચ્છા ઉત્પન્ન થાય છે. એક લખનાર કહે છે તેમ:—

Hope springs eternal in the human breast,
Man never is but always to be blest.
The soul uneasy and confined from home,
Rests and expatiates in a life to come.

એટલે માણુસની છાતીમાં આશા હમેશાં જાથુક ઉત્પન્ન થાય છે. માણુસ કદી એકજ વાર આશિર્વાદ પામી રહેલો નથી, પણ હમેશાં આશિર્વાદ પામતો રહે છે. તેનો બેચેન અને ઘર બહાર બંધ રહેલો આત્મા હવે પછી આવતી જીંદગીમાં આસા એસ લે છે, અને વધુ છુટો ફરે છે. એટલા માટે હે આદમ!

"Live simple manly lives, speaking your own thoughts, paying your own way, and doing your own work, whatever that may be."

અમરપણાની ઈચ્છા માણુસ જાતમાં સાધારણ અને કુદ્રતી છે, જે માણુસનાં ઘણાંક કામો ઉપરથી માલમ પડે છે, કે જે કામોના વાજબીપણાનો કાંઈ બીજા વિચારથી ખુલાસો આપી શકાય નહીં. માણુસો પોતાની કીર્તિ માટે કાળજીમંદ હોય છે, પોતાના નામને અમર રાખી જવાને માટે ખંતી હોય છે, મરણ બાદ પોતાની યાદ જાથુક રખાવા માટે ઉલટમંદ હોય છે. એ સઘળું તે અમરપણાની કુદ્રતી ખાહેશનું પરિણામ છે. એ ખાહેશને લીધે દરેક ડાહ્યો માણુસ પોતાના મરણ બાદ પોતાની આબરૂને કાંઈ ઝાંખ ન લાગે તેને માટે ફીકરમંદ રહે છે. એ ઉપરથી દેખાય છે, કે દરેક માણુસમાં ભવિષ્યની જીંદગી માટે કુદ્રતી ઈચ્છા ઠસી રહેલી હોય છે.

એકવાર સીકંદરને તેના સાથીઓએ કહ્યું, કે છુટ્ટે હાથે કિંમતી ચીજો બીજાં બીજાંને લુટાવી દો છો, ત્યારે તમારે વાસ્તે શું રાખશો? જવાબ દીધો:— "આશા અને યાદ રહેવા દઈશ. જેઓ મોટા સાહસ માથે ઉઠાવે છે તેઓને માટે સાચો વારસો તે આશા અને યાદ છે." હવે જ્યારે સીકંદર એશિયાખંડ ઉપર ચઢાઈ લાવ્યો ત્યારે પોતે મેળવેલું તમામ રાજ્ય પોતાના મિત્રોમાં વહેંચી આપ્યું; તે ઉપરથી તેના ઇષ્ટ મિત્ર પર્દીકાસે પુછ્યું:—"તમે તમારે માટે શું રાખ્યું?" જવાબ:—"આશા અને યાદ." આ જવાબ ઉપરથી પર્દીકાસે કહ્યું; "જો

સીકંદરને માટે આશા અને યાદ પુરતી છે, તો પર્દીકાસને માટે પણ આશા અને યાદ બસ છે." આમ કહી પોતાને મળેલો ફાળો લેવાની તેણે ના પાડી. ન જાણે જાનકી નાથ, પ્રાતઃકાળે કિંમ ભવિષ્યતિ ! આવતી ભરતી, ને જતી ઓટ કોઈનાથી અટકાવી શકાઈ છે, કે તું અટકાવવાનો હતો? જે રાત્રિએ એક સાર્વભોમ મહા સત્તાધિશ શહેંનશાહ લેખે રશિયાનો ઝાર વૈભવ અને ચેનબાજી ગુજારતો હતો, તેની બીજીજ સવારે તેને રાજગાદી ઉપરથી પદભ્રષ્ટ કરી રૈયતે ઉઠાડી મૂકી કેદી કર્યો, અને રડી પડીને પોતાના દુષ્ટ વખત માટે નાચારી જણાવી બોલ્યો:—"હજી જીવતો રહીશ તો પાછો ઝાર થઈશ!" પણ ઝારના ઝાર પરમેશ્વરને તેની ગાદી ઉપરથી આપણુ તેની રૈયતથી આજ સૂધીમાં ઉઠાડી શકાયો નથી.

જિવતો પામે રાજ્ય, જીવતો પરણે નારી;
જિવતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી.
જિવતો માંડે જગંન, સુકીરતિ જીવતો સાહે;
જિવતો પહેરે નંગ, જીવતો લાણાં લાહે.
વહાલાનો હોય વિજોગિયો, તે સંજોગી થાય છે;
**પણ મુઆ કોઈ દેખે નહી,** શામળ ભટ ગુણ ગાય છે.

કોઇ માણસ કહેશે, કે મારો છોકરો મોટો થશે એટલે હું પરણાવીશ. બાદ તેને ઘર ખટલો સોંપી સંસાર ત્યાગ કરી હું મારી મેળે ઇશ્વર ભકિતમાં દિન ગાળીશ. પણ આ માણસ પછવાડેથી માયાને લીધે એમ કહેતો આપણને જણાશે કે; "મારાં છોકરા વહુ સૌ મને બહુ વહાલાં છે, માટે મારાથી એઓને મુકી સંસાર ત્યાગ કેમ થાય? પણ જો ઈશ્વર કરે ને મારા વહુ દિકરાને એક છોકરો થાય અને તે પરણે એટલે મને કોઇ પણ જાતની અપેક્ષા રહેશે નહીં." આ પ્રમાણે હે માણસ તારી તૃષ્ણાનો અંત નથી.

આઈ રાહત કુછ રોજ રહી, ફીર રંજ આયા કુછ આન રહા,
શબકો ચાંદો તારે આયે, ચડકે બાદલ કાલે આયે,
દીનકો સુરજ આકે મેહમાન રહા.
કાયમ દાયમ કબ આલમમેં, કોઈ હરદમ જીશાન રહા?
આલા અદના અફસર કમતર, ઈસ દુનીયાસેં ગુજરે આકર,
રહનેવાલા લેકીન રેહમાન રહા,
સચ્ચા દોસ્ત ખુદા સબકા હય ઉસ પર જો કુરબાન રહા.
આલમકે વહ ગમસે છુટા, હયરત કેં આલમસે છુટા,
હર હાલતમેં ખુશ વ્હો ઈન્સાન રહા. આઇ.

જે થવાનું તે નથી થતું, ને જે નહીં થવાનું તે સહજ થાય છે, એને પરમેશ્વરની ઇચ્છા કહીએ. માટે જે આવી પડી તેનો ઉપાય કરે છે, ને ગભરાતો નથી

તે સંકટમાંથી પાર પડે છે. હે બંદાઓ ! તમારે આશાથી છકવું નહીં. ધાસ્તીથી હટવું નહીં. આશાના વચન ગુલાબની કળી કરતાં વધારે મધુર લાગે છે, અને ધારેલું કામ આજ કાલ પાર પડી જશે એવી કબુલાત આપી, છાતીએ હાથ ધરાવે છે, પણ ધાસ્તીની ધમકી હૈડાંને ધુજાવી અંદેશામાં નાંખે છે. માટે તમારૂં હૈડું, તમારૂં દિલ, તમારૂં અંતઃકરણ, તમારૂં હૃદય, તમારૂં મન કેવળ ધાસ્તી વગરનું રાખવાનું પહેલે કરો. "તમારાં મનમાંજ બધા દોષો સમાયલા છે. જેનું મન પોતાને વશ નથી, જેણે મનને સ્વાધીન કીધું નથી, જેણે મનને પગ નિચે દબાવ્યું નથી, તે જીવ કોઈ કાળે પણ જગત પર વિજય મેળવી શકતો નથી. જીવ માત્રને અભય પ્રાપ્તિનો આધાર મનનો નિગ્રહ છે. મનજ દુઃખ, ક્ષય, પ્રબોધ તથા અક્ષય શાંતિનું કારણ છે. મન એજ બંધ અને મોક્ષનું પણ કારણ છે. વિષયનું મનન તે બંધ અને નિર્વિષય તે મોક્ષ. મન બે પ્રકારનાં છે. શુધ્ધ અને અશુધ્ધ. વિષયોની અભિલાષાવાળું મન તે અશુધ્ધ અને વિષયોની અભિલાષા રહિત તે શુદ્ધ. એથી મુમુક્ષુ જીવે, પોતાના અંતઃકરણને મનને નિર્વિષય કરવાનો નિત્ય ને નિત્ય પ્રબળ પ્રયાસ કરવો જોઇએ; કારણ કે મન એવી કારમી માયાના રજકણોથી ઘડાયલું છે કે, તે ક્ષણમાં હાથી ઉપર બેસાડે છે ને ક્ષણમાં ગધેડે ચઢાવે છે; ક્ષણમાં નિર્વિકારી બની જાય છે, અને ક્ષણમાં વિકારના શિખર પર ચહડી બેસે છે. દેહીનાજ મનનાં કલ્પેલાં સુખ ને દુઃખ, આનંદ ને વૈભવ સૌ છે. માટે જીવે સર્વ પ્રયત્નથી મન પર અંકુશ મુકી તેને વશ કરવું, પણ તેને વશ ન થવું. વિષયોની અભિલાષાથી મુકિત પામેલું અને બ્રહ્મનાં ઐકયને પામેલું મનજ પરમ પદને પમાડે છે; તેથી અલ્પ જીવે જેમ બને તેમ મનને વશ કરવાનો મહત્ પ્રયાસ કરવો."

ચુ હર સાઅત અઝ તુ બજાઈ રવદ દેલ;
બ તનહાઇ અંદર સફાઇ ન બીની.
ગરત માલો જાહસ્તો ઝરે ઓ તેજારત;
ચુ દેલ બા ખુદાઈસ્ત ખેલવત નીસીની.

ત્હારૂં દીલ જ્યારે ઘડી ઘડી એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાયા કરતું હોય, ને એક ઠામે ઠરીને રહેતું ન હોય ત્યારે આવા પ્રકારનાં દિલ સાથે તું એકલો બેસીને ભક્તિને સારૂ ખુણો પકડે, પણ ત્હારા દિલની સફાઇ નહીં થવાની. પરંતુ ત્હારી પાસે દ્રવ્ય, સત્તા, અધિકાર, અને માલમીલકત કિંવા વેપાર વનજ હોય તેની સાથે સાથે જો તું દીનાનાથ સાથે દિલ બાંધેલું રાખે તો જાણે કે તું એકાંત ભકિતમાં ગુફેનશીનજ થયેલો છે. ચૅટફીલ્ડ ને રસલ ખાંદાનના મુદ્રાલેખ પણ એવાજ છે કે, "જે થવાનું તે થવાનુંજ" એમ વિચારી સંતોષ ધરો. તમે ઘણાંની આશા નહીં રાખો. ગ્રંથે કહે છે તેમ, થોડું મળવાની આશા

રાખવી અને ઘણાંનો ઉપભોગ લેવાનું જ્ઞાન થવું એજ ફ્-તેહનો ભેદ છે. માટે ઘણું મેળવવાની અને વળી જલદી મેળવવાની ઉમેદ મા રાખો! જે માણસ ધીરજથી થોભવાનો ગુણ ધરાવે છે, તેનેજ સર્વ ચીજ આવી મળે છે. માટે ગમે તેમ કરશો તોએ ગીરફ્તારી તો એકવાર આવવાની ને આવવાની, અને તે આપણે સોસવાની તે સોસવાનીજ. દુઃખની ઘડીઓએ સુખના દહાડાનો બદલો મનમાં લાવીને ધૈર્ય ધરવી.

Know how sublime a thing is
To suffer and be strong.

જયાં સૂધી જ્ઞાન થયું નથી ત્યાં સૂધીજ તું કહેશે, કે હીરાનો ઝળકાટ હું જોઉં છું, સોનાનો ચળકાટ નિહાળું છું, ગુલછડીનો સુવાસ સુંધું છું, સ્ત્રીનું શરીર મને સુંવાળું લાગે છે, સાકર બહુ મધુર જણાય છે, ગાયનોનો અવાજ મિઠો લાગે છે, પણ એ દશા તો અજ્ઞાનની છે. જયારે તને જ્ઞાન થશે ત્યારે તું એમજ કહીશ કે; "હું દરિદ્રિ હતો ત્યારે એ હીરક અમુલ્ય હતો, ત્યારે એની મને કંઈક કિંમત પણ હતી, પણ આજે હું સ્વયં મણિમય છું. દિશાઓ પણ મણિમય છે. ભુમિ પણ મણિમય છે, આકાશ પણ મણિમય છે, વસ્તુ માત્ર મણિમય છે, હું જયાં જોઉં છું ત્યાં બધે હીરા, મોતી, માણેક, પન્નાં વગેરે દૃષ્ટિએ પડે છે, ત્યાં આ ટુકડાની શી ગણત્રિ? શી કિંમત? શી શોભા? એનાથી શો આનંદ? આજે હું આ હીરક પ્રદેશનો સ્વામી છું; આ હું બધા હીરા લઈ લઉં તો કોઇ અટકાવનાર નથી. આ ટુકડો તુચ્છ! અલ્પ! એને શું કરૂં?" એમ કહી તે હીરાને તું ફેંકી દેશે, કેમકે આજે તું શ્રીમાનનો શ્રીમાન્ થઇશ, આજે ત્હારી શ્રીમન્તાઈની સીમાનો પાર નથી. જગતના સર્વ જાળથી તું શ્રેષ્ટ; આ ક્ષણે ત્હારી વૈભવનો પાર નથી. આજે ત્હારૂં દારિદ્રય નાશ પામ્યું છે; આજે તું નિરિચ્છ અને શાંત બની ગયો છે. ત્હારી ઉદાસીનતા હમેશને માટે નાશ પામી છે. આ રીતેજ ફ્લાવર્સ વંશના વારસો છાતી ઠોકીને હંમેશ બોલે છે કે, God cares for the flowers. "ફ્લાવર્સ કુટુંબીઓની તેમજ પુલોની રક્ષા ઈશ્વરજ કરે છે!"

ધ્રુવજીકો પાની પ્રહ્લાદહુકો પામી રહો;
અંજનીકો માની રાજપાની પેજ નામકી;
કૌરવ સભામેં દ્રૌપદીકો જો પાની રહો,
અમર અટંબર લગિ દેખો ગત શ્યામકી;
નાથ ઓર પ્યારે ભભીખનકો પાની રહો,
દીની રઘુરાય રજધાની લંક ઠામકી;
જાકો રહો પાની તાકી કીરત બખાની જાત;
પાનીકે ગયે યે જીંદગાની કોન કામકી?

કીર્તી એ તો પાણીમાં થતાં કુંડાળાં જેવી છે, જે કુંડાળું મોટું ને મોટુંજ થયા કરે છે, પણ તે કદિ ન્હાનું થતું નથી. પછી બેહદ પહોળું થઈ થઈને આખરે નષ્ટ થાય છે. તેવુંજ કીર્તિનું કુંડાળું છે. તમને મીજલશોમાં "આવો સાહેબ! અહિં ખુરશી ઉપર આગળ આવો ખાને આબાદ!" આવાં ખુશાંમદી માનમાં તમને કીર્તિ થઈ એમ ના સમજો મૂર્ખા! જેમ નીચે બેસશો તેમ આબ્રુ વધશે. કોઈ હલકો પિંજારડો તને નીચો પાડવા સારૂ ત્હારી ઉપર જ્યારે ચઢી બેસે છે ત્યારે લોકો મૂછમાં હસે છે. તું તે જાતની પણ ખિન્નતા કે ઉદ્વેગ નહીં ધર.

"નાકસી ગર અઝ કસી બાલા નશીનદ અએબ નીસ્ત,
ઝાંકે ખસ બાલાએ દરીયા, ઝીરે દરીયા ગોહર અસ્ત."

એક મીજલશની અંદર કોઇ હલકટ માણુસ લાયક ગ્રહસ્થોની પણ ઉપર બેસે, તો તેની કાંઈ ચિંતા નહીં; કારણકે દરિયાની અંદર જે બધો કચરો હોય છે, તે દરિયાની છેક સપાટીની ઉપર આવીને બેસે છે, અને ઉમદા મોતીઓ તે દરિયાની નીચે જઈને બેસે છે. નેકી શિવાય કીર્તિ હોતીજ નથી. કવિ શેકશપીઅર કહે છે કે:—He lives in fame that died in virtue's cause.
એક શહેરમાં એક ધનાઢ્ય એકલપેટો વેપારી વસતો હતો. તેની પાસે બેશુમાર દોલત હતી. અધુરાંમાં પૂરૂં તે શહેર અને તેની આસપાસ ભારે દુકાળ ફેલાયો. આ એકલપેટા વેપારીએ સઘળો અનાજ એકહાથ કર્યો, અને બસ પૈસો મ્હારો બાપ! એમ ગણીને એકના ચાર ગણું ભાવ વધારી મેલ્યા. ગરીબો માર્યા ચાલ્યા તોએ તેને જરાએ દયા ન આવતી. લોકો તેને શાહ સોદાગર માની તેની આગળ ટોળાંબંધ નમ્રતાથી અરજ કરવા ગયાં, ત્યારે ઉલટો વધારે ભાવ ચઢાવી બેઠો! ભલાભલાઓએ તેને દયા લાવવા સમજાવ્યું, પણ તે તો નર્કમાંની પાઈ પણ દાંતે ઉચકવાનું છોડે એવો નહીં. આખરે એક સન્યાશી તેની મુલાકાતે ગયો. સન્યાશી આવેલો જોઈ તેણે પહેલોજ પ્રશ્ન કર્યો, કે "તમે પૈસા સંબંધી મ્હારી પાસે કાંઈ પણ માગણી નહીં કરવાના હો તો હું તમારી સાથે વાત કરીશ, તે શિવાય જે તમે કહેશો તે કરીશ." સન્યાશીએ કબુલ કર્યું, અને વિનંતિ કીધી કે; "તમે શાહ સોદાગર છો, માટે તમારાં પરમાર્થિક કાર્યો સારૂ તમોને સ્વર્ગ લોકમાં ઈશ્વર રાખશે. આ મારૂં કાશાય (ભગવા રંગનું સન્યાશીનું લુગડું) મારૂં ઘણું માનીતું ને પ્યારૂં છે. હું બહુજ ઘરડો થઇ ગયો છું, માટે મરી જઈશ ત્યારે મારાથી આ બોજો ઉંચકીને સ્વર્ગ લોકમાં જઇ શકાશે નહીં, માટે જ્યારે તમે સ્વર્ગ લોકમાં જાવ ત્યારે એટલું લેતા જજો. એ કપડાંને તમારાં જર જવેરાત સાથે કાંઇ ઘણુંજ સાચવવાની જરૂર નથી, પણ એકાદ ખુણામાં નાંખી મેલજો, હું સ્વર્ગ લોકમાં આવું ત્યારે મને આપવાની કૃપા કરજો. તમે કબુલાત આપી છે તે હવે પાળો!" પેલા દયાહિનની આંખ હવે ઉઘડી. તેને આ વાતનો ચટકો

લાગ્યો. તેણે તુર્તજ અનાજના કોઠારો ગરીબો માટે ખુલ્લા મુકી દીધા, અને પોતાની તમામ પુંજી ગરીબોનાં કલ્યાણ માટે અર્પણ કરી દીધી! એટલા ઉપરથી દુનિયા પૈસાનીજ હોવા વીશે એક મુલતાની પદ ગાયું છે કે,

"સબ પૈસેકે ભાઈ, દીલકા સાથી નહીં કોઈ! સબ.
ખાને પીનેકો પૈસા હોય તો, જોરૂ બંદગી કરે,
એક દીન ખાના નહીં મીલે તો, ફીરકે જવાબ કરે! સબ.
જબલગ અપને પલ્લો પૈસા, તબલગ લોક સલામ કરે,
અપના પૈસા નિકલ ગયા તો, કોઈ નહી મીઠા બોલે! સબ.
ભાઈ બંધુ ઓર બહેન સાલે, સબ પૈસેકા ભાઈ,
કોન કીસીકા નહીંરે પ્યારે, કહત કબીર સુનાઈ."

લક્ષ્મી અને વિદ્યા એ બેઉ માનવીના જન્મારાની શૉખ છે. એક શ્રીમંત કંજુશને ત્યાં એક ભિક્ષુક ભિક્ષા લેવા ગયો. ઘરધણીએ પોતાના ગુલામોમાંથી એકને હાંક મારી કહ્યું; "ઓ મુબારક! જા, કમ્બરને જઇને કહે, કે યાકુતને મોકલીને બીલાલને કહી આવે, કે તેણે તે ભિખારીને જઇને કહેવું, કે ઘરમાં આપવાનું કાંઈ પણ નથી." ભિક્ષુક આ શબ્દો સાંભળીને બોલ્યોઃ—"ઓ અલ્લા! ગેબ્રીયલ ફરેસ્તાને હુકમ કર, કે મીશાયલ ફીરસ્તાને જઈને કહે, કે તે જઈને ઇસરાફાયલને ફરમાવે, કે એઝરાયલ ફરેસ્તાને આ માણસનો જીવ લેવાને કહી આવે!" એટલા માટે પોપ નામનો નામીચો કવિ કહે છે કે; "સુખ એજ માણસની નેમ અને મુરાદ છે." માટે તે ઉપર ત્હારે થોડો વિચાર કરવો જોઇએ છે. તું લોભ લાલચમાંથી જલદી મુકત થા. તૃષ્ણામાંથી છુટો થા. તે કદિ ઘરડી થતી નથી. તે કદિ ધરાતી નથી. છેવટમાં છેવટે પણ માન, આબ્રુ, અને કીર્તિ વિષે ગમે એવાં માનવીને ભવિષ્યના ડરનું દુઃખ લાગે છે. કુમારિકાઓમાં એક વખત આપઘાત કરવાની ઘેલાઇ ફેલાઈ હતી અને તેનો અટકાવ કરવાને ઘણાએ ઉપાય લીધા તે ફોકટ ગયા, અને એક પછી એક આપઘાતો ચાલુ રહ્યા. છેવટે કહે છે કે; સત્તાવાળાઓએ એક જાહેરનામું બહાર પાડયું, કે હવેથી જો કોઈ સ્ત્રી આપઘાત કરશે તો તેણીને શહેરના વસ્તીવાળા ભાગમાં તદન નાંગી ટાંગવામાં આવશે. પોતાનાં મરણ બાદ પોતાના રખેને એવા બુરા હાલ થાય અને રખેને પોતાના નામને અસભ્ય લાગે એવા વિચારથી તે સ્ત્રીઓ ઉપર એવી તો અસર થઈ ગઈ, કે ત્યાર પછી કોઈ પણ કુમારિકાએ આપઘાત કર્યો નહીં! ભવિષ્યની જીંદગીની ઇચ્છા અને તે હાલતમાં પોતાના નામની આબરૂ જાળવી રાખવાની જીજ્ઞાસા એ આ પરિણામનું કારણ હતું. એટલાજ માટે

"હે તૃષ્ણા દેવિ! હું તને નમસ્કાર કરૂં છું. ધનવાળા લોકો પણ જે

તૃષ્ણાને લીધે હલકા કામમાં જોડાય છે તેઓ ભયંકર સ્થાનોમાં પણ ભમે છે. સો રૂપિયાવાળો હજાર રૂપિયાની આશા રાખે છે, હજાર રૂપિયાવાળો લાખ રૂપિયાની ઇચ્છા રાખે છે, લક્ષાધિશ રાજ્યની ઇચ્છા રાખે છે, અને રાજ્યવાળો સ્વર્ગની ઇચ્છા રાખે છે. ઘરડા થનારા મનુષ્યના કેશ જીર્ણ થાય છે, ઘરડા થનારા મનુષ્યના દાંત પણ જીર્ણ થાય છે, અને ઘરડા થનારા મનુષ્યની આંખો અને કાન પણ જીર્ણ થાય છે, માત્ર એક તૃષ્ણા જુવાન થતી જાય છે." આદમ ! ત્હારી આ તૃષ્ણામાતા અને માયાદેવીના આશિવાદથી તું અનેક ઘાતો ખમીને પસાર થયો છે, મગર એટલું યાદ રાખજે, કે પહેલો ઘાત, પ્રથમ ફટકો, અને નવો સવો દુઃખનો મારો એમાંથી તો ઈશ્વર એકવાર આદમીને બચાવે છે, પરન્ચે તે ચેતી ન જતો હોવાથીજ વધારાનાં દુઃખો સહન કરે છે.

## સંસાર—મરણ રૂપી ઘાણી.

બર દરે કાબાએ સાએલી દીદમ;<br>
કે હમી ગુફ્તો મીગીરીશ્તી ખશ.<br>
"મન નગુઇયમ કે તાઅતમ બેપેઝીર;<br>
કલ્મે અફ્વ બર ગુનાહમ કશ !"

શેખ સાદી સાહેબે કાબાની દરઘાના દરવાજા ઉપર એક ફકીરને ઉભેલો દીઠો હતો, જે ઘણોજ રડતો હતો, અને એ રીતે અરજ ગુજારતો હતો કે; "હે મોટા બાપ ! હું આમ નથી કહેતો કે, તું મ્હારી ભક્તિ કબુલ કર. હું તો એટલુંજ માગું છું કે, મ્હારાં પાપો અને મ્હારા ગુનાહ ઉપર તું ત્હારી કલમ ખેંચ ! અર્થાત; દફતરમાં જ્યાં જ્યાં મ્હારાં પાપો નોંધાયલાં હોય ત્યાં ત્યાં છેકો મારીને મ્હારાં બસ પાપો માફ કર ! નહીં તો મ્હારે છેલ્લામાં છેલ્લો મરણનો ફટકો ખમીને મ્હારો પોતાનો આ અમુલ્ય જન્મ ખોહવો પડશે. કેમકે; "સંસારમાં મરણ રૂપી એક ઘાણી કરેલી છે, જે ઘાણીની વચ્ચે પડેલા ન્હાના કે મોટા સર્વ પ્રાણયા પિલાય છે. જે ઘાણીને કોઇ પણ કારણ બતાવીને તેની ધરી જમરાજા હાંકે છે. કોઈ પણ નિમિત્ત બતાવીને જમડો તો પ્રાણીઓનું મરણ નિપજાવે છે, પણ તે પોતે માથે લેતો નથી. કોઈ જળમાં ડુબીને, કોઈ અગ્નિમાં બળીને, કોઇ ઝેર ખાઇને, કોઈ હથિયારના ઘા ખમીને, કોઇ ભુખથી, કોઇ વ્યાધિથી, કોઇ પહાડ ઉપરથી પડીને, એવી રીતે કાંઇ પણ કારણ કે નિમિત્તથી દેહધારી દેહોને જમડો પોતાની જાળમાં પકડીને પાછું ફરીને જોતો એ નથી, કે આ તો હજામ, ભાટ, એ હલકા પેટા છે, કિંવા ગરીબ બાપને તાલેવનના બેટા છે, કે કોઇ પણ ભલે છે. તે ઘાણીનો બળદ કહિ થાકતો નથી. અધમને કે ઉત્તમને તે રહેવા દેતો નથી. કેટલાકો આ ઘાણીના કચડઘાણ જોઇને ચેતીને ચાલે છે, ને કેટલાકો તો આ રોજનો કચડઘાણ જોવા છતાં ચેતતા નથી." હે

આદમ! ત્યારે દુઃખના આવી પહોંચવાની ચેતવણીથી તું હંમેશાં ચોંકી જઇને "ફર પાછો" નો ખુદાઇ હુકમ બરાબર ત્હારાં મનમાં ઠસાવ.

જગત રણક્ષેત્રને નેત્રથી ન્યાળી તું, ભાળી લે ભાવથી અલ્પ જેવું,
ઠામ એ જામનો, હામથી જાણી લે, આણી લે આંખમાં ઝાંખ એવું;
કામ કર હાલનાં નામ અવિચળ રહે, દેવ પણ દાનથી મુકિત આપે,
ચાબુકે ચાલતાં ઢોર આ ઠોરમાં, તું ન થતા તેમ પ્રભુ પ્રતાપે.

પૂર્વ જન્મની સારી કમાણીથી આ મનુષ્ય જન્મ મળ્યો, પરંતુ તે જન્મે પણ આ જીવ પોતાની પહેલે મેળવેલી કમાઈ જાળવી શકયો નહીં, કે તેથી તે વધારે સારી કમાણી કરી શકયો નહીં. તેણે હુંપદ ધારણ કર્યું, અને સર્વ સમુદ્ર કિંવા સર્વ ખંડોનો માલીક થવા જેટલાં અભિમાનમાં ઉતરી પડયો. જીવની આવી ચેષ્ટાથી શું પરિણામ આવ્યું તે સાંભળ. માળી જેમ પોતાની વાડીમાં પ્રતિ દિવસ નિરીક્ષા કરે છે, અને તેમ કરતાં જે જે વૃક્ષો પર વધારે ખીલી નીકળેલાં પુષ્પો દૃષ્ટિએ પડે છે, તેને તુરત તોડીને ઉતારી લે છે, તેવીજ રીતે હિરણ્યકશિપુ, રાવણ, શિશુપાલ, બાણાસુર, દુર્યોધન ઇત્યાદિ અનેક ભુપ-પતિઓ અહંકારના મદ વડે અત્યંત ફાટી ગયા હતા તે સર્વનો ગર્વ ભગવાન ભક્ષ કરી ગયા, તો પછી બીજા સાધારણ મનુષ્યોની તો વાતજ શી કરવી? **રામ** નામના તો ઘણાએ મનુષ્ય થયા, પરંતુ ખરા રામ તો ત્રણજ થઇ ગયા. **પરશુરામ, બળરામ,** ને **દશરથ રામ.** બીજા **રામો** તો રંગમાં રમીને ખુવાર થઈ ગયા. કેટલાક **રામો** અહંકારે અટવાઈ ગયા, ને ઘણા **રામો** આજે રંગનાં દુઃખો દેખે પણ છે ખરા.

રંગમાં રમો છો ભલાજી રંગમાં રમો છો,
દુનીઆના સ્વાદ દેખી રંગમાં રમો છો.
ભોગ ભલા રોગના ભર્યા જુગતે જમો છો;
અંત્યે વાસના આડી આવે, તો ભવમાં ભમો છો. દુન્યાંના સ્વાદ દેખી.

તું અદેખી આંખે જગતને જોશે, તો ત્હારીજ આંખ ફુટશે. તું અહંકારી મગજે સંસારને વિચારશે, તો ત્હારૂંજ મગજ ખિસી જશે. તું વેર લેવા દોડશે, તો વેરનો કેહેર ત્હારી દુર્બળ ને દુઃખી કાયાને બાળી નાંખશે.

સિકંદરના સમયમાં એક જાનવર પેદા થયું હતું, તેનો એવો ગુણ હતો કે જેના ઉપર તેની દ્રષ્ટિ પડે તે તુર્ત મરીજ જતું હતું. બાદશાહે સર્વે વિદ્વાનોને તેનો નાશ કરવાના ઉપાય પૂછયા, પણ કોઇ કશો બતાવી શકયા નહિ, અને સર્વેને મારી નાંખનારી આવી આપત્તિ નિવારણ કરવાનું કોઈને સૂઝી આવ્યું નહિ. છેવટે ઇસ્સ્તુએ ઘણો વિચાર કરીને કહ્યું કે, "મારા ધ્યાનમાં એક ઉપાય આવ્યો છે, તેથી જો ઇશ્વરની ઇચ્છા હશે તો તે આપત્તિ દૂર થઇ જશે,

અને માણુસો તેના ત્રાસમાંથી છૂટશે." એમ કહીને એક અરીસો, તેની પછવાડે એક માણુસ ઉભો રહે એવડા કદનો મંગાવ્યો; અને એક ગાડી ઉપર બાંધીને તેની પછવાડે પેલો માણુસ તો ઠેલતો ઠેલતો જ્યાં તે જાનવર હતું ત્યાં આવી પહોંચ્યો; એટલે તે જાનવર આગળ ચાલી આવ્યું, જેણે મ્હોં સન્મુખ રાખ્યું હતું તેથી પેલા આરસામાં તેની દ્રષ્ટિ તેનાજ ઉપર પડી એટલે તે જાનવર તુર્તજ મરણ પામ્યું. સિકંદરને આ વાતની ખબર થતાં આનંદ પામ્યો, અને ઈરસ્તુને પૂછ્યું કે, તમે આ કામ કેવી રીતે પાર પહોંચાડયું? તેણે ઉત્તર આપ્યું કે; ભોંયમાં ઘણા દિવસની દુર્ગંધિ જામવાથી આ જાનવર પેદા થયું હતું; અને તેની આંખે સર્વ ઝેર જામી રહ્યું હતું, કે તે જેના ઉપર પડે તેને બરાબર અસર થઈ જતી હતી, તેથી તે મરણ પામતું હતું. તેના સામો અરીસો રાખીને હું ત્યાં લઈ ગયો. જેથી પોતાનીજ આંખ પોતાના પ્રતિબિમ્બ ઉપર પડતાં તેનીજ ઘાત થાય, અને એમ કરવાથી તેવુંજ બન્યું.

આવું સાંભળીને સિકંદરે તેને ધન્યવાદ આપ્યો અને બોલ્યો કે, દ્વેષી-નો દ્વેષ તેના પોતાનાજ ઉપર વળે છે, અને અગ્નિને જ્યારે લાકડાં મળતાં નથી ત્યારે પોતે પોતાની મેળે ભસ્મ થઈ જાય છે. હે આદમ! એટલા દાખલા ઉપરથી તું એકજ મંત્ર યાદ રાખ, કે હંમેશાં સારૂંજ વિચારવાની તું ટેવ રાખે તો તું કદિએ હાડમાર નહીં થાય. કાંકે સારી સારી ઇચ્છા કર્યાથી ત્હારૂં તેમજ સામાનું ભલું કોઈ પણ હાલતમાં ત્હારાથી થઈ શકશે. જો ત્હારાં અંતઃકરણનો આરસો દુષ્ટ કર્મના ધુમાડાથી ભરેલો રાખશે, તો તેમાં તને દુષ્ટ પ્રતિબિંબ નજરે આવશે; માટે જો દરશન દેખા ચાહીએ, તો દરપણ માંજત રહીએ, જો દરપણ લાગે કાઈ, તો દરશન કાંહસે પાઈ?

જ્યારે રાત્રે આપણે ઉંઘ્યે છિયે, ત્યારે આપણા શરીરમાંથી આપણે બહાર નીકળી દૂર જઈએ છિયે, તે વખ્તે આપણામાંનો કોઈ પણ મનુષ્ય કોઇ પણ દયાળુ કે ભલું કામ કરી શકતો નથી એમ નથી. માણસ જો ઇચ્છા કરે તો ઉંઘમાં પણ કેટલુંક પરોપકારી કામ કરી શકે છે. ઉંઘમાં આપણે ઘણે ભાગે એક વિચારમાં તલ્લીન અથવા ગર્ક થઇએ છિયે. આપણા દિવસની જાગ્રત સ્થિતિમાં જે વિચાર મુખ્ય હોય, તે વિચારમાં ઘણે ભાગે આપણે ઉંઘમાં રોકાઇએ છિયે. તેમાં મુખ્ય કરીને સુતી વખ્તે આપણે જે છેલ્લો વિચાર કર્યો હોય છે, તે વિચાર ઘણે ભાગે ઉંઘમાં પોષાય છે. આપણો કોઇ પ્રિય મિત્ર અથવા સગું વ્હાલું, અથવા તો કોઈ પણ માણુસ જેને આપણે મદદ કરવા ઇચ્છતા હોઈએ, તે માણસને સઘળી રીતે મદદ કરવાનો વિચાર કરી તેના તેજ વિચારનું રટન કરતાં આપણે ઉંઘવું. આનું પરિણામ એ આવશે, કે જેને તમે મદદ કરવા માંગતા હો તેને જરૂર મદદ મળશે, ને તે હજારો માઈલ ૨

હોય તોપણ અવશ્ય તમે તેને મદદ કરી શકશો. મદદ કરતી વખ્તે મદદ કરનારનું સૂક્ષ્મ શરીર મદદ લેનારની બાજુએ ભમતું, ઘણીવાર મદદ લેનારના જોવામાં પણ આવે છે. આવા ઘણા ઘણા દાખલા બનવા પામેલા છે. ઘાસનાં તણખાં પાછળ પર્વત પડયો હોય, અને તેને કોઇ જોઈ શકે નહીં, જેમ બકરાંના ટોળામાં મોટો સિંહ ભરાઈને ગર્જના કરે ને કોઈ જાણે નહીં કે કયાં છે ! એવી રીતે માયાના પડદાને લીધે ઈશ્વર પણ ત્હારાથી અદ્રશ્ય છે, પણ તે તો ત્હારી પાસેજ હોય છે. તું સુખી થવા માટે સ્થાને સ્થાન ભટકવાનું છોડી દઈ સ્થિર થા. પરમ ભગવાનને મળવા માટે જોઈ વિચારીને પૃથ્વિ ઉપર પગલું મુક. બુદ્ધિમાન પુરૂષે હાથીની પેઠે એક પગ સ્થિર થયા પછીજ બીજો પગ ઉઠાવવો. બીજું સ્થાન જોયા વગર પ્રથમનું સ્થાન તજી દેવું નહીં. હાથી ગમે એટલો દોડતો હોય તોપણ એક પગ ધરતી ઉપર બરાબર ગોઠવાયો એવી પોતાના મનથી ચાલુ ખાત્રી કર્યોજ જાય છે, અને ત્યાર પછીજ બીજો પગ ઉપાડે છે. કેમકે ખાડામાં પડીને અંત આણતો હજારો વર્ષના વડવાઓનો અનુભવ તેણે પ્રેરણા બુદ્ધિથી મેળવેલો હોય છે. તજી માયાસે ઈય પરલોકા, મિટે સકલ ભવ સંભવ શોભા !

તું વિષય, છંદ, મોજ, કે માયામાં લપટાયા પછી સંસારના એકે બંધન તને છોડી દેશે નહીં. જેમ જેમ મોજની મેજબાનીમાં અને માયામાં તણાતો જશે તેમ તેમ દરરોજના સંતાપ, ઉપાધિ, આફત, અને મુશકેલીઓના સરવાળા વધતા જશે. અકળાઇ ગભરાઈને પણ પાછો ફરજે. જે કરવાનું છે તે પહેલી જે તક આપી તને ચેતાવવામાં આવે છે ત્યારેજ કરી લેજે. દુઃખ પડયા પછી કંઈ કામ આવે નહીં. આજે તું જે ભોગવે છે તે આગલા ભોગના ભોગ છે.

## મજાનું સુખ તેટલું કજાનું દુઃખ.

મેજબાનીની મોજમઝા ભોગવતી વખ્તે શરૂઆતમાં કાંઈ જણાતું નથી, તો પણ તે વિષયભોગને આધીન થઈને પહેલાં મદિરા, પછી હવસ, પછી દર્દ, અને પછી નાતવાનીથી મોજીલો માણસ વહેલો દુઃખમાં ડૂબે છે.

મેજબાનીની મોજમઝામાં સર્વથી શ્રેષ્ટ અગ્રેસર દારૂને ગણેલો છે. ફૂલમબાજીની મોજમઝામાં પણ દારૂને મહત્વ આપવામાં આવેલું છે. યુરોપના લોકોમાં વિવેક રીતિઓ (ઍટીકેટ્સ) ઠામઠામ દીઠામાં આવશે, અને "ટેબલ" ઉપરની વિવેકવાણીઓ જોકે ભુખે મારનારી છે, તોએ દારૂના દ્વાર આંગળ પૂર્વ તરફના લોકો કરતાંએ તેઓ વધારે અવિવેકી બની જાય છે અને નાચાર હાલતને પામે છે. ડયુક ઑફ બકીંગામે એકવાર ઈંગ્લાંડના ૩જા વીલ્યમ રાજાને, જ્યારે તે

હજુ તો પ્રીન્સ ઑફ ઑરેંજ કેહવાતો હતો ત્યારે ખાણું આપ્યું, જ્યાં રાજા ચાર્લ્સ બીજો પણ હાજર હતો. પ્રીન્સને દારૂ ઉપર ઘણો ધિક્કાર હતો. છતાં રાજાની સમજાવટથી તેણે થોડો ઘણો ઢાંસી જોયો, અને પછી તો સર્વ મળતા વિશેકોની માફકજ સલાંમતીઓ લેતાં લેતાં એટલો તો લબ્બે થઈ જઇને સાથીઓને પછાત પાડવા લાગ્યો, કે તેને કાબુમાં લેવા જેટલો કાબુ પણ કોઈ ધરાવી શકયું નહીં. અંતે દીવાનખાંનાની બારીઓ ભાંજવા લાગો, અને જ્યાં ગ્રહસ્થ સ્રિઓ બીજા ઓરડામાં જમાવ થયલી હતી ત્યાં ધસવા લાગ્યો. વખતસર તેને પકડી જીકડીને ઠેકાણે કરવામાં આવ્યો નહીં હોત, તો તે વેળાએ જે કામ તે કરત તે કામ આખી ઈંગ્લંડની દરબારને નાખુશીમાં લાવી નાંખનારૂંજ થઈ પડત. એ પ્રમાણે મેજબાનીની મોજમઝાઓમાં અટડું થવાના અને દુઃખી સંતાપજનક હાલતમાં ભલાભલા આવી પડયાના ઘણા દાખલાઓ તવારીખમાં નોંધાયલા છે. પશ્ચીમ તરફના દેશોની આ રીતે થતી બરબાદી અને અધમ સ્થિતિમાંથી લોકોને ઉગારવા સારૂ ડાહ્યા લોકોએ જૂદોજ તોર પાડયો હતો. વિદ્વાનોની મેજબાનીમાં તો તરેહવાર ઉત્તમ વાદવિવાદો ચાલે છે. એટલુંજ નહીં, પણ દુઃખી લોકનાં દુઃખ નિવારણ કેવી રીતોથી થઇ શકે તેના તકરારી સવાલોનું નિરાકરણ પણ ત્યાં આપોઆપ થઈ જાય છે. એવી મેજબાંનીને **"દાનાવોની જીઆફ્ત"** કહેવામાં આવે છે. કોરીન્થનો જુલમગાર હાકમ **પેરીઅનદર** જે ડાહ્યા પુરૂષ લેખે જાણીતો હતો, તેણે પોતાના વખ્તના દાનાવ એટલા સર્વને કોરીન્થ ખાતે જીઆફ્તમાં બોલાવ્યા હતા. ઘણા ગોઠિયાઓ તેના આમંત્રણને માન આપી ત્યાં પધાર્યા હતા. તેનો રસીલો અહેવાલ પ્લુટાર્કે આપેલો છે. પરોણાઓને છાજતુંજ સાદાપણું, અને ખુશ ગોફ્તેગો એવી મેજબાંનીમાં પેરીઅનદર ચલાવવા દેતો હતો. ભપકો સપકો અને જુઠો ઠાઠમાઠ ત્યાં કમી હતો. આવી જીઆફ્તમાં એકવાર એક લટિંગિયાએ સવાલ ઉભો કર્યો, કે આપણે મેજબાંનીની ખાણીપીણીમાં આજે ખુશ તબે બની ગયલા છિયે, તો મને પ્રશ્ન કરવા દો, કે "રાજ્ય ચલાવવા માટે કિયા પ્રકારની રાજનીતિ લોકપ્રિય હોય છે ?" કંપની મધેથી ડાહ્યો **સોલન** દારૂના દૌરમાં બોલી ઉઠયો; "એક ખાનગી આસામીને દુઃખ અને નુકશાન પહોંચાડવામાં આવ્યું હોય, તે દુઃખ અને નુકશાન તમામ પ્રજાને પહોંચાડવામાં આવ્યું છે, એવી લાગણી જે રાજ્યમાં થતી હોય, તે રાજ્યનીતિ પ્રજાપ્રિય છે." બીજો દાનાવ બાયસ લીપેલાના બહારમાં પોકાર્યો કે; "જે રાજ્યમાં ગરીબ નાચાર અને આફ્તમાં આવી પડેલાંઓને ઇનશાફ આપવાનો કાયદો હોય તે કાયદાથી સહતું બીજું કાંઇજ નથી, એવી રાજનીતિ હોય તેજ ઉત્તમ." ત્રીજો ડાહ્યો **થેલ્સ** બોલ્યો, કે "જે દેશમાં ત્યાંની પ્રજા જેમ ગરીબ નહીં, તેમ શ્રિમંત પણ નહીં, સુખીએ નહીં તેમ

દુઃખીએ નહીં; એવી હાલતમાં હોય, ત્યાંની રાજરીતિ સર્વો-તમ." ચોથો વિદ્વાન **ઍાનેકરસીસ** કહેવા લાગ્યો, કે "જ્યાં સદાચરણને બહુ માન મળતું હોય, અને અનીતિકે દુરાચરણનો ધિકકાર થતો હોય ત્યાંનો રાજવહિવટ સર્વોત્કૃષ્ટ જાણવો." પાંચમો ફીલસુફ **પીતેકસ** પોકાર્યો કે; "જે દેશમાં નીતિમાન સજ્જનોને રાજ્યના અમલદારી હુદ્દા મળતા હોય, અને અનીતિમાનોને કદિપણ હાકમી કે અમલદારી નહીં આપવામાં આવતી હોય, ત્યાંનો રાજ્યરોહ શ્રેષ્ટ ગણવો જોઈએ; કેમકે અનાથોને ત્યારેજ ઉભું રહેવાને ઠાર મળે છે." છઠ્ઠો હકીમ **કલેઓબ્યુલસ** બોલ્યો કે; "જ્યાંની રૈયત સજા કરતાં માત્ર ઠપકાને ડરતી હોય, ત્યાંનો રાજકારોબાર ઘણો સરસ." સાતમો જ્ઞાની **ચીલો** કહે, "જે દેશમાં મહાનવકતાઓ તથા રાજ્ય સામે લોકોને ઉશ્કેરનારાઓની પુંજા કરવા કરતાં નાવારસોને નિભાવી લેવાની કાયદાની સત્તા, અને કાયદાનું મોટાપણું સ્વિકારવામાં આવતું હોય તે દેશની રાજ્યનીતિ સરસ છે." છેવટે યજમાન **પેરી**અનદર પોતે સેવદ્નો સાર કહેતાં બોલ્યા કે; "આ સર્વ ઉ-તમ અભિપ્રાયોનો સાર હું એવો ખેંચું છું, કે ભાઈબંધી અને દયાભાવ ખિલવી દુઃખીઓની વ્હારે ચઢી તેમને દિલાસો દેવો એજ સર્વથી શ્રેષ્ટમાં શ્રેષ્ટ રાજનીતિ છે, અને તેટલા સારૂ થોડાક માનવંત અને નીતિમાન સજ્જનોના હાથમાં પાદશાહી અમલ ચલાવવાની લગામ રાખવી જોઈએ."

ઉપર જણાવેલી જીયાફ્તની મોજમજા કેવી ઉત્તમ લાગવી જોઈએ. એકજ બાબત ઉપર બબ્બાના બહારમાં કેવાં નાદર ગૌહરો નીકળી આવ્યાં છે! ઘણાં રાજપાટ મેજબાનીની મોજમઝામાં ખુવાર થવા પામ્યાં છે; ઘણા મહાન નરોએ દારૂ અને રંડીબાજીની મોકાણમાં સ્વમાન ખોહ્યાં છે; ઘણી વિજયી પ્રજાઓ મેજબાનીની મોજમઝામાં કમજોર થઈ પડી છે; ઘણા ડાહ્યા પુરૂષોએ મેજબાનીના બઝારમાં પોતાની દાનાઇ વેચી નાખી છે, અને તમામ પ્રજાના સુખો લુટી લુટાવી પ્રજાઓને આજે દુઃખ ભરી કરી નાંખી છે. કહેવત છે કે, માણસ જંગલમાં લુટાય—કે મેહફીલમાં લુટાય. ઘણા મિતાહારી મનુષ્યોએ મેહફીલની મસ્તીમાં પોતાની કીર્તિ ધુળમાં નાંખી છે. માણસો એકવાર છેતરાયા પછી બીજીવાર મેજબાનીમાં જતાં જતાં સોગંદ ઉપર સોગંદ ખાય છે, અને પાણી છોડી સપત લે છે કે; "હું હવે કદી દારૂ પીનાર નથી; અને કદિ શરમાશરમીમાં થોડો પીવશ તો પીવશ, પરંતુ ટેકમાં રહીશ; અગર ટેક છોડી ટોળકી મળતા ગાંડા થવું પડશે, તોએ લવલવારો કરીને પેટમાંની છુપી વાતો તો હવે બીલકુલ બોલીશજ નહીં," એવા કસમ ખાઇને મજા કરવા ગયલા લોક્યાઓ બીજી સવારેજ ઓકી કાઢેલી વાત વિષે વિચારમાં પડી જાય છે. તેજ પ્રમાણે રાજ્ય પ્રપંચમાં મેજબાનીની મોકાણે કરીને ઘણી પ્રજા નાશ

પામી છે, અને તેના વંશોને બીજી સહવારે વિલાપ કરવો પડયો છે. **રોમનોની** પડતી થવાનું મુળ કારણ મેજબાનીની મોજમઝાજ કહી શકાશે. ઘણા પ્રાચીન કાળમાં તો રોમન પ્રજા બહુજ મિતાહારી અને નીતિ સાચવનારી હતી, કહો કે તેઓની પડતી સ્થિતિની પ્રજામાં અને આગલી પ્રજામાં તો આસમાન જમીનનોજ ફરક હતો. તેઓના આગલા યુગના પ્રજાસ-તાક રાજ્ય અમલમાં તો એક રોમને પોતાની ૩૦ વરસની ઉમર પુરી નહીં કીધી હોય, ત્યાં સુધી તેનાથી બીલકુલ દારૂને અડકી પણ શકાતું નો'તું. આવો સખ્ત પ્રતિબંધ મુકવાનું કારણ અગર તો દારૂની મોંઘવારીનું હશે, કિંવા પ્રજાને અનીતિમાં ઉતરતી અટકાવવાનું હશે, અગર દુ:ખ દર્દનું મૂળ દારૂનેજ માનવામાં આવ્યું હશે, તે કાંઈ જણાતું નથી; મગર આ ગંભીરતામાં ભંગાણ પડવાનું બીજ તે દહાડેથીજ રોપાયું, કે જે દહાડેથી ત્યાં દ્રાક્ષની છુટ છુટવા માંડી, અને દરાખનું બી રોમમાં બધેબધજ રોપાઈ ગયું.. અને પછી રોમમાં દારૂનો દોર એટલો બધો તો ચાલવા લાગ્યો કે, મોટી રાજવંશી કલબો અને અમીર ઉમરાવોની મેજબાનીમાં ટૅં થઈ જવામાં પણ મોટામોટિયારો બાહદુરી સમજવા લાગ્યા, અને મેજબાનીની મોજમઝા ત્યારેજ સંપૂર્ણ ભોગવેલી અમીરજાદાઓ માનવા લાગ્યા, કે **પ્લીની** કહે છે તેમ, મદ્યપાન અને રંડીબાજીના રંગરાગવાળી જીઆફત ઉડાવવા સારૂ રોમનો નવી નવી શોધો અને યુકિતઓ યોજી કાઢવાના ઉદ્યોગમાં લુબ્ધ થઈ ગયા. આ નામચીન ઉદ્યોગમાં નામ કાઢનારાઓ પૈકી એક નામદાર તો **માર્ક ઍન્ટની** હતો. જેણે રંગરાગ અને મદ્યપાનવાળો છાકટ મેજબાનીનો રસીલો અહેવાલ પણ પ્રગટ કરી પીપલાં વખતની નવી નવી શોધોને ઉકમાઇ સાથે જાહેર કરવામાં મોટી કીર્તિ માની છે! અને વળી **નહાનો સીસેરો** તો એકજ ટાંસમાં દારૂનો સર્વથી મોટો જથ્થો ઉડાવી જવામાં રોમનોમાં ભારે વિખ્યાતિને પામ્યો હતો! અને **પ્લીની** કહે છે તેમ, એ નહાનો સીસેરો તો પોતાના બાપને મારી નાંખનાર મહાન છાકટ **એન્ટની**ને પણ દારૂ ઠાંસવામાં પછાત પાડી જવાની હોંશ રાખતો હતો; અને મોટો છાકટ કહેવડાવામાં માન સમજતો હતો. વળી **તેબીરિઅસ** વિષે નોંધ થયલી છે, કે એ રાતને બે દિવસ સુધી **પોરુપોન્યસ ફ્લેકસ** તથા **લુસ્યસ પી**ઝોની સાથે ટેબલ ઉપરજ ખાણીપીણીમાં ચાલુ મશગુલ રહેલો હતો. તે સાથીઓ સાથે ભોગવેલી મેજબાનીની મોજમઝાની યાદમાં તેણે તેઓને નવાજી નાંખ્યા હતા. એકને સિરિયાનો હાકમ, અને બીજાને શુબાગીરી આપી હતી. આવા કુછંદી, દારૂડિયા, અને હવસી હાકેમો એ ત્યાંની પ્રજાને દુ:ખી દુ:ખી કરી નાંખી, અને અંતે તેઓ પણ દુ:ખ દર્દના ભરેલાજ મરવા પામ્યા. **તેબીરિઅસ**ની ખાણીપીણી માટે સેનેકા કહે છે, કે તે

એકજવાર છાકટ થયો હતો, પણ તે છાકટપણું જ્યારથી શરૂ થયું ત્યારથી તેના મોત સુધી લંબાયું હતું. રોમનોમાં વિનાશ કાળે વિપ્રિત બુધ્ધિ એટલી પેસી ગઇ હતી, કે તૈબીરિયસના વખતના સર્વ અમલદારો પણ છાકટપણાને અને રંડીબાજીને વશ થયા હતા. કોસસસ જેવો શુબા, સીનેટમાં જ્યારે પણ આવતો ત્યારે પીધેલાની હાલતમાં આવતો હતો. ત્યાંથી વારંવાર તેને એવી બેમાન હાલતમાં ઉંચકી લઈ જવામાં આવતો હતો, કે તેને હિલવી હાલવી નાંખવા છતાં તે શુધ્ધિમાં નોહતો આવતો. શુબાઓ અને રાજાની જ્યારે આવી હાલત, ત્યારે રૈયત કેવી ખરાબીમાં ઉતરી ચુકી હશે, અને કેવી દર્દી પ્રજા થઈ પડી હશે, તેનો સહેલથી ખ્યાલ થાય છે. મેજબાનીઓ અને જીઆ-ફ્તોની મોજમઝામાં રોમન રાજ્યની કજા થઇ ગઈ છે. રોમન રાજ્યની ને રોમન પ્રજાની પડતીદશાનાં ઘણાં કારણોમાં આ મુખ્ય છે.

જેમ બને તેમ ખાંણી પીણીને મોંઘી અને ખર્ચાળુ બનાવી હોય, તેમ તેનાં વખાણ થાય, એ વિચાંરૂ સામાન્ય રીતે સર્વ પ્રજામાં છે. અને તેજ પ્રજા-માં તમે નવી નવી જાતનાં, ભાત ભાતનાં દરદો પણ જોશો. જેમ આપણામાં ચાલ છે, તેમ રોમનોમાં પણ તંદરોસ્તી ચાહીને તથા સલામતીઓ લેવડાવીને જીઆફ્ત ઉડાવવાનો રવૈયો હતો. અને ઘણોજ પ્રેમ કે ઉત્સાહ કોઈ જીઆ-ફતમાં બતાવવો હોય, ત્યારે મેજબાની વખ્તે પહેરેલાં પુલનાં તાજો અને ગજરા દારૂની અંદર નાંખીને સલામતીઓ લેવાતી હતી. જેને Drinking the crowns કરીને કેહવામાં આવતું હતું. અને ખરેખરજ દારૂની અંદર તેઓ પોતાના તાજો ખોહી ગયા છે. એકસિઅમની લડાઈ વેળાએ માર્ક એન્ટનીને એવો શક રહી ગયો હતો, કે કલીઓપેટ્રાએ તેને ઝેર દેવાનો કસદ કર્યો છે, સબબ તેણીની સાથે ટેબલ ઉપર ખાવા પહેલાં દરેક વાની તેણી પહેલાં ચાખે નહીં, તો પોતે પણ બીલકુલ કાંઇ ખાવાનો નથી, એવો વિચાર જાહેર કર્યો હતો. કલીઓપેટ્રા તેના આવા શકને હસી કાઢતી, છતાં એકવાર તેણી ઝેર પાયલાં પુલનો ગજરો ગળાંમાં ઘાલીને જમવા બેઠી, અને "તાજ પીવાની" ખાહેશ બતાવી. આવું મોટું માન મળતું જોઇ ઍન્ટની પોતાની બહાદુરી બતાવવા બહાર પડયો, અને કલીઓપેટ્રાના ગળાંમાંનો ગજરો પોતાની દારૂની જામમાં હોમાવી, જેવો ગટ કરવા જાય છે, એવામાં રાણીએ તેના હાથો પકડી રહી, ભયની વાતથી તેને જાણ કીધો, અને તેની ખાત્રી કરી આપી; કે જેમ તેનો શક પાયા વિનાનો હતો, તેમજ બચાવની જે ગોઠવણ તે રાખતો હતો તે પણ નકામી હતી. વળી તાજ પીવાની રીતિની માફક મહા મોંઘી એક ખર્ચાળ રીત "મોતી પીવાની" હતી, જેને Drinking Pearls કહેવામાં આવે છે. કરૂણાદર્શક ઇસપનો એકપૂરો બેટો કલોદીઅસ જેવો મેજબાનીમાં ઉડાઉ હતો, તેવો આજ

સુધી બીજો કોઈ માલમ પડયો નથી. બાપનો અખુટ વારસો તેને મળ્યો હતો. તે તો પોતાની જીઆફ્રત વેળા દારૂમાં અમુલ્ય મોતીઓ પિગળાવી દઈ સલામતીઓ લેતો હતો! ર્‌લીનીના કેહવા મુજબ આવી જાતનો ઉત્તમ સ્વાદ, ભારે અભિમાનના આવેશમાં, તે એકલોજ લેતો નોહતો, બલકે પોતાના ગોઠિયાઓને પણ દરેકને એક કિંમતી મોતી દારૂની જામમાં નાંખી પીવા દેતો, અને તેનો સ્વાદ ચખાડતો હતો: દારૂનું એક કપ તેવી મેજબાનીમાં હજારો રૂપૈયા જેટલી કિંમતનું થઈ પડતું હતું. પરંતુ તે મોતી પીનારાઓને નવી નવી જાતના કોહોડ ફુટી નિકળ્યા, શિકલથી બેશિકલ થઇ ઝરતાં પરૂ અને સડતાં હાડકાં લઇ ખાટલા ઉપર તેઓને દુઃખોની નવી નવી વાનીઓ ખાતા અને દર્દોની સલામતી લેતા ચિતારવામાં આવ્યા છે. આવાં ખર્ચાળ પીપળાંની આગળ તો કલીઓપેટ્રાએ માત્ર એક અમુલ્ય મોતી દારૂમાં પી ગયાની વાત પણ નજીવી થઇ પડે છે. તેણીએ તો માત્ર એક અમૂલ્ય મોતી દારૂમાં પિગળાવીને સલામતી લીધી હતી, અને તે પણ વળી તેણીએ એકલપેટીએ એકલીએજ તેનો સ્વાદ ચાખ્યો હતો, અને પોતાના પ્યારા એન્ટનીને પણ તેમાં ભાગ પડવા દીધો ના હતો. ત્યારે ઈજીપ્ટની એ રાણી કરતાં ડજન ગણાં મોતી, રંગીલો કલોદિઅસ ગટગટાવી ગયો છે! અને ડજન બંધ ખજાના ખુવાર કરી ડજનબંધ દરદોથી તે ભરપૂર થઇ પડયો હતો! અર્થાત માનવીની મજા એજ મોટી કજા છે.

મેજબાનીની મોજમજામાં પ્રાચીન અને અર્વાચીન ગ્રીક લોકોએ અંદાજો રાખેલો જણાય છે. રોમનો જેવી હલકી સ્થિતિએ તેઓ ઉતરી પડયા તો નથીજ, પણ બીજી પ્રજાઓ કરતાં સર્વથી ચઢતા પ્રકારની ઉજાણી તેઓએ કીધી છે, અને કરે છે. ખાણી પીણી સાથે આગલા ગ્રીકો તરેહવાર જાતની નવનવી કસરતો કરવી, ભાષણો કરવાં, ગાનાં ગાવાં, નાચવું, વાંચવું, અને ચાલુ ચર્ચાઓનું નિરાકરણ કરવું, એ તેઓની મેજબાનીની છેડે હંમેશાં જોવામાં આવતું. કોઈ વાર તો ફીલસુફીનો એકાદ સવાલ કાઢવામાં આવતો, અને જે કોઈ ગુઢ પ્રશ્નનું મનપતીજ નિરાકરણ કરતો, તેને હાર ગજરા પહેરાવવામાં આવતા, અથવા સ્વાદિષ્ટ વાનીનાં એકાદ દીશ તેને ઈનામમાં મળતી. પરંતુ સવાલ કરનાર જે ગુંચવણમાં ગુંચવાતો હોવાથી સવાલ નાંખી ઉભો રહેતો, તેને મીઠાં સાથે મિશ્રિત કરેલા દારૂનું એક કપ પાવામાં આવતું. એવી રીતની નિર્દોષ મઝા આગલા ગ્રીકો મેજબાનીની વખતે કરતા. અર્વાચીન કાળના ગ્રીક લોકો ખાણી પીણી પછી હલકી હલકી કસરતો કરે છે, અને તેથી તબ્યત સુધરતી માને છે. તેઓ દહાડામાં કદાચજ એક બે વેરથી વધારે વાર ખાય છે. તે લોકો ખાણાં ઉપર કદાચિતજ દારૂ વાપરે છે, બાકી ઘણે ભાગે તો ઝરાનું નિર્મળ પાણી ભરીને સલામતીઓ લે છે. ફુંવારા જેવા ઝરાઓ ખાવાના ઓરડામાં બનાવી

રાખે છે, અને તેના પાણીનો દારૂ લેખે ઉપયોગ કરે છે; અને જ્યારે હુકમ થાય ત્યારે નોકર લોકો સોના કે રૂપાની જામોમાં તે ભરીને લાવે છે. વળી આખું કુટુંબ સાથે બેસીને જમતું નથી. કોઇ બીડી પીએ છે, કોઈ ગાય છે, કોઇ ફીદલ વજાડે છે, કોઈ જમે છે, અને કોઈ શેત્રંજ રમે છે. જાણે મુસાફરીએ નિકળેલ: મુસાફરો જેવાં તે કુટુંબના માણસો લાગે છે. આગલા વખતથી "સુખી પ્રજા"ને નામે ગ્રીક લોકો ઓળખાતા આવ્યા હતા, કેમકે તેઓની મોજમજા ને મેજબાંની બહુજ સાદી હતી, અને તેઓ દુઃખી કદી નો'તા.

મેજબાનીના રંગ વિષે પુછવામાં આવતાં દારૂના દારથી મેજબાનીની મઝામાં કેવા અને કેટલા રંગો જણાય છે, તે વિષે સીધિઅન ફીલસુફ **ઍનકરસીસે** કહ્યું, કે "દ્રાક્ષને ત્રણ ઝુમખા લાગે છે. પહેલો મોજમઝાનો, બીજો છાકટપણાનો, અને ત્રીજો દિલગીરી અને પશ્ચાતાપનો." ઘણા બાંકા ફરનારા મુલતાનકે મલજી, દિલ્લીકે લાલે, સુરતકે ભાઇસાહેબ, જબ બિબ મંગનેકુ ચલે, તબ તલબને સબકુ રોકે! હે ભાઇ! મોજમજા સારૂ તું જો કરજદાર થાય તો ત્હારી સો દહાડાની મજા, માંગનારાના માત્ર એકજ દહાડાના તગાડાથી બધી કજા થઇ જશે એ યાદ રાખજે. એક **રામ*** ચઢયો તો આખી લંકા લુટાઈ ગઈ, તો સોળ **રામ** ચઢે તો શું થાય? માટે ટકાના વ્યાજે કરજ કરનારાએ વિચાર કરવો જોઇએ. કરજ જેવું મહાભારત દુઃખ એકે નથી.

એક વાર ઉપલા ફીલસુફને જીઆફતમાં એક જવાન્યાએ ગાળો ભાંડી, ત્યારે તે બોલ્યો, "છોકરા! તમે જવાન છો, અને જવાનીમાં દારૂ સહન કરી શકતા નથી, તો જરૂર તમો ઘરડા થઇને પાણી તો ઉઠાવી શકશો." હે દરદીઓ, તમારાં ઘણાં દુઃખો તમારી મોજમજા અને ખાણીપીણીને આભારી છે. તમારાં ઘણાં દરદોની માવતર તે મોજમજા અને દારૂ છે. દારૂજ રંડીબાજી અને હવસનો પિતા છે, અને વિષય તથા હવસ હજારોને દરદી બનાવે છે.

ગરથ ગયા પછીનું જ્ઞાન અને વય વહ્યા પછીનો વૈરાગ્ય કયારે ફળદાયી થાય છે? માયાના સપાટામાં એકવાર આવી ગયા પછી છૂટવું અશકયજ છે. માયામાં લપટાયા પછી, તેમાંથી છૂટવા માટે કરેલા સર્વ ઉપાયો ઉલટા તેમાં વધારે ફસાવનારા ને લપટાવનારાજ થઇ પડે છે. કળણવાળી જમીનમાં પ્રથમથીજ ચેતીને પગ ન મૂકયો હોય ત્યાં સુધી ઠીક; પણ ભૂલે ચુકે તેમાં એકવાર પગ પેઠો, એટલે પછી તેમાંથી નિકળવા માટે જેમ જેમ વધારે પ્રયત્ન કરે છે, તેમ તેમ ખૂપનાર પ્રાણી વધારે ને વધારે ખૂપતો જાય, અને તે છેવટે એટલે સુધી, કે જો વેળાસર સારી સહાય ન આવી પહોંચે તો તેનું તે કળણના ઉંડા કાદવમાંજ મૃત્યુ થાય છે! તું સંતાપેલો અને ફીકરમંદો રહેવા નહીં ચાહતો હોય, તો ત્હારે આશરે આવેલા ગભરાયલા જનોને ત્હારાથી બને તેટલો હાથ આપજે. જેમ ગરીબોની હાય માણસને નડે છે તેમ ગરીબોની દુવા પણ માણસને ફળ આપે છે.

---

***રામ** એટલે એક આનો, ને ૧૬ **રામ** એટલે ટકો. એક **રામરાજા** એ લંકાને ખરાબે હાલ કરી, તો ૧૬ **રામરાજા** હોય તો શું થાય? આવો એમાં દ્વીઅર્થ છે.

## સિકંદરે ખોઇ નાંખેલો એક દિવસ.

સિકંદર એક દહાડો પોતાની રાજસભામાં રાત સુધી બેઠો હતો; તેટલીવારમાં કોઈની અપેક્ષા પૂરી પાડવાનો તેને પ્રસંગ બન્યો ન હતો. જ્યારે સભા બંધ થવાનો સમય થયો ત્યારે પોતાના પ્રધાનોને કહ્યું કે, "હું આજનો દિવસ મારી વયના હિસાબમાં ઉમેરતો નથી." તે સાંભળી એક હુઝુરિયે કહ્યું કે, "આજનો જે દિવસ ઘણો સુખશાન્તિ ને ક્ષેમકુશળ ભરેલો નિર્ગમન થયો; ભંડાર ભરપૂર છે; સિપાઈયો જેવા જોઈયે તેવા ઉભા છે, એવા શુભ દિવસને હિસાબમાં ન ગણો તો પછી કિયા દિવસને ગણત્રિમાં લેખશો ?" ત્યારે પાદશાહે કહ્યું કે, "જે દિવસે સંતાપેલાંઓને રાજા ભણીથી સુખ ન મળે અને અપેક્ષાવાળાંની આશા પૂર્ણ ન થાય તે દિવસને પોતાની વયમાં કેમ ઉમેરી શકાય ?" હે આદમ ! આ જીંદગીમાં દુઃખ પડે કે સુખ આવે, તેના તરફ હરણાની માફક ડોળા ફાડીને જોવાનું બંધ કર. દુઃખ્યારાં વ્હાલાંઓ માટે, કે પરભાર્યાં દર્દી માટે તું હિત કરવાને ચુકીશ નહીં. કોઈનું પણ કલ્યાણ કરીનેજ મરી જા. જરૂર પડે તો કુળના હિતને માટે એક માણસનો ત્યાગ કરવો. ગામના હિતને માટે કુળનો ત્યાગ કરવો. દેશના હિતને માટે ગામનો ત્યાગ કરવો. અને પોતાના આત્માના હિતને માટે તો પૃથ્વિનો પણ ત્યાગ કરવો. આ ત્હારી એક જાતની અનન્ય ભકિતજ છે. ઈશ્વર પોતાની તારીફનાં ગાયનો સાંભળવા કરતાં પોતાના બંદાઓને તેમના કર્મ પ્રમાણે થયલી સજામાં જરા તરા પણ રાહત આપવાનું જે મારફતિયાઓને સોંપ્યું છે, તેઓએ ઈશ્વરનું સ્મરણ રાત દિવસ યાદ કરીને મારફતનું કામ નેકી અને ઈમાનદારીથી બજાવવું જરૂરનું છે. દુન્યાંદારીમાં તો દુઃખજ છે. દીનદારીમાં સુખજ છે, એ સત્ જાણજે. માલમતા, પૈસો ટકો એ સૌ તો મિથ્યા ભાસ માત્ર છે.

હરી સમરન કરના, હુએ જલદીસે મર જાના—ટેક.
પ્રપંચ મોહકી જાલ પસારી, અંદર નહી લપટાના;
પતંગ રંગ સબ બસતુ પહાંકી, વાચે નહી ભુલ ખાના. હરી.

તેરા મેરા માલ ખજાના, સબી કુટંબ પરીવારા;
દેખ દેખતે બહે જાયગા, તુંહી પાપ ભરમાયા. હરી.

સાચ જુઠ સબ દીલ પીછાંની, સાચ[redacted]સોબતસે ફીરના;
બોહત આફતસે બોહત દુખાવે, જુઠેસે નહી ડરના. હરી.

જગ કારન જો સાહીબ સબકા, ઉસકા નામ પુકારી;
દેશીકું સત રાહ દીખાના, અભીમાન દુર ડારી. હરી.

હે માનવી ! અફસોસ, ખેદ, શોક, જીવના બળાપા, સંતાપ, દિલગીરી, કલેશ, આધિ, વ્યથા, અને દુઃખનાંજ આપણુ બાળકો છિયેં. આપણે જે દમ ખેંચ્યે છિયે, તે દમ લેવાને જેટલી જોઇએ એટલી ફીકરની હવા આ દુન્યામાં ભરેલી છે, જે આપણામાં મરકી લાગુ પાડે છે; તો જોકે આ ચિંતાઓનો નાશ કરવાના સાધનો પણ દુન્યામાં મુકાયલાં છે. તે સાધન એજ છે, કે જે બીજાં લોકો મ્હોટી આફતોમાં પડેલાં છે તેમની વિપત્તિઓનો વિચાર કરવાથી આપણી પોતાની દળિદ્રતા દુર થઇ શકશે. હું એકવાર જુવાન હતો, હવે અધોર થયો છું, અને કદાચ ઘરડો પણ થઇશ, પરંતુ મેં તો એવું નથી દીઠું કે ખુદાએ નેક માણસને વિસારી દીધો હોય, કિંવા તેના બચ્ચાંને ભિખ માંગવાનો વખત આવ્યો હોય. જેમ સ્ત્રી અને પુરુષ વિના સૃષ્ટિની વૃદ્ધિ નથી, તેમ પ્રારબ્ધ અને પુરુષાર્થનાં અને આનંદ તથા સંકટના પણ જોડલાંજ છે. પુરૂષાર્થ વિના પ્રારબ્ધ ફળતું નથી; દુઃખ વિના સુખ મળતું નથી. દુઃખ વિના સુખ વિરસ છે, અને પ્રારબ્ધ વિના પુરૂષાર્થ અફળ છે. એકને બળે બીજું ફળે છે, બીજાને બળે પહેલું ફળે છે. આ સંસારમાં સર્વ ધર્મ, કર્મ, પદાર્થ યોગ્ય રીતેજ યોજાયલા છે, ને તે દુઃખ કે પુરૂષાર્થથીજ પ્રાપ્ત થાય છે. સુખના વખતે માણસો અહંકાર અને અભિમાનનોજ માત્ર પુરૂષાર્થ કરે છે. ગરમીમાં શાલ, ને ચાંદણીમાં મશાલ લઈને ફરે છે, અને દુઃખના વખ્તે જ્યારે પુરૂષાર્થ કરવાની ખરી જરૂર તે વેળાએ તો રાંડી રાંડની માફક સોડ તાણી ઘરમાં ભરાઇ દુઃખે દુઃખે પોક મુકયા કરે છે. પુરૂષાર્થ કરવાને નામે ટાઢ ભરાય છે, અને આયતો લુમકો બહુ ભાવે છે. પરંતુ બહારની સપાટી ઉપરથીજ સુખવાળાંની સ્થિતિ સારી સારી લાગે, તેના ભિત્તરની વાત તો રામ જાણે છે. એક દેશનો બાદશાહ વગર વારસે મરવા પડયો. ત્યારે તેણે મરતી વખ્તે એવું ફરમાન કાઢયું કે; આજે પરોઢિયામાં જે કોઇ મુસાફર શહેરના દરવાજામાં પહેલો દાખલ થાય તેને તખ્ત ઉપર બેસાડવો. નસીબ સંજોગે એક ચિંઠડે હાલ, અવતારથી બે અવતાર થએલો, અરધો નાગો એવો એક ભિક્ષુક ભાગોળમાં પહેલો દાખલ થયો. ફરમાન પ્રમાણે બાદશાહના મુવા બાદ તેને ગાદી મળી, ને સર્વ અમીર ઉમરાવોએ તેને પાદશાહ તરીકે કબુલ કર્યો. ઘણાં વર્ષ પસાર થયાં. ફકીર પાદશાહ પૂર વૈભવ ભોગવતો હતો, પરંતુ નાપાક શેતાન ઉપર લ્યાનત પડી તે વઝીરો સાથે ફકીર–પાદશાહને વચકયું. દરબારમાં કુસંપ જાગ્યો, ને શત્રુ રાજાઓએ ચઢાઇ લાવી માત્ર એક તાલુકો જીતી લીધો. પોતાની મોટી શહેનશાહતમાંથી માત્ર એક નાનકડો તાલુકો જતો રહ્યાથી પાદશાહ નિરાશીમાં નાઉમેદ થઈ દહાડે દહાડે લેવાતો ને તવાતો ચાલ્યો. એવામાં જુના વખતના એક તેનો દોસ્તદાર ફકીર રાજ્ય દરબારમાં પોતાના અસલી જોડીદારને મળવાને આવ્યો, ને શુકરાના કરી પોતાના જુના ભિક્ષુક દોસ્તને મુબારકબાદી આપવા લાગ્યો

કે, "શુકર તે પાક અલ્લાના! કે ત્હારાં નસીબે તને યારી આપી, એકબાલે મદદગારી આપી, ને ત્હારાં બખ્તે તૈયારી બતાવી, જેથી ત્હારાં દુઃખી દિલની કળી જંજાળોના કાંટોમાંથી અને ખુંચતી નોંકોમાંથી છુટી થઈ, અને કાંટામાં છોલાતા ત્હારા પગ બ્હાર નિકળ્યા, જેથી તું મોટા મરતબાને પામ્યો. દુઃખમાંથી આશાંની ને સુખમાંથી બેચેની એ તો ચાલતુંજ આવેલું છે.

શેગુફે ગાહ શેગુફતસ્તો હાહ ખુશીદેહ;
દરખ્ત વકત બરેહને અસ્તો ગાહ પુશીદેહ.

કોઈકવાર પુષ્પ ખિલે છે, ને કોઈવાર સુકાઈ જાય છે. કોઈકવાર વૃક્ષ નગ્નાવસ્થામાં આવી જાય છે, તો કોઈવાર તે લીલાં પાંદડાંઓથી ઢંકાઈ જાય છે."

આ સાંભળી પેલો બાદશાહ રડી પડીને કહેવા લાગ્યો; "હે ભલા! તું મ્હારી હાલત ઉપર માહુતમપોશી કરીને ઉલટો મને દિલાસો દે, મુબારકબાદી નહીં આપ! કાંકે જ્યારે ત્હારી સોબતમાં ભિખારી હતો ત્યારે તો રોજની માત્ર એક રોટીનીજ ચિંતા હતી, પરંતુ હાલ તો હું આખા એક દેશની ચિંતામાં આવી પડયો છું. અરધી રોટીમાં સુખી હતો, આખીથી દુઃખી થયો.

અગર દુન્યા ન બાશદ દર્દમન્દમ;
વગર બાશદ બ મેહેરશ પાએ બંન્દમ.
બલાઈ ઝીં જેહાં અશુબતર નીસ્ત;
કે રંજે ખાતેરસ્ત અર હસ્ત વર નીસ્ત.

અગર જો મને દુન્યાદારી અને સંસાર વહેવાર .નથી હોતો તો તેનું એ મને દુઃખ છે, અને સંસાર હોય છે તોપણ હું તેની માયામાં ફસી પડીને હેરાન થઉં છું. આ જેહાન, આ દુન્યા, આ જગત, અને આ સંસાર જેવાં દુઃખનાં દેનારાં બીજાં કોઈ નથી. એના જેવી બીજી કોઇ બલા નથી, કાંકે દુન્યાંદારી છતે પણ દુઃખ આપે છે, ને સંસાર નહીં માંડવે પણ દુઃખ દે છે. જે પ્રમાણે પોપટ આખો દિવસ રાધાકૃષ્ણના ઉચ્ચાર કરે છે, પણ બિલાડીના સાપડામાં આવતાંજ પોતાના મૂળ શબ્દ "કાઉ, કાઉ"ના ઉચ્ચાર કરવા મંડી જાય છે, તેજ પ્રમાણે સંસારી માણુસ સુખની આશાએ હરીના નામનું રટન કરે છે, દયા ધર્મના કામો કરે છે, પણ જે વખતે આફત, દિલગીરી અને મોત આવે છે ત્યારે તે આ સર્વ ભુલી જાય છે. રોમન પાદશાહ ડોમીશીયન અચ્છો તીરંદાઝ હતો; જે કોઈપણ માણુસને બહુજ દૂર ઉભો રાખીને તેનાં બે આંગળાં વચ્ચેથી પોતાનો તીર ફેંકી શકતો હતો. વીલ્યમ ટેલ એવાજ અખતરા કરતો ચિતારવામાં આવ્યો છે. રોબીન હુડ, લીટલ જૉન, અને બીજા જે અચ્છા તીરંદાઝો તીર ફેંકવામાં આવા બહાદર હતા, તેઓને મરવાના વખ્તે સામેનો એક પહાડ પણ ઝાંખો દેખાતો હતો; અને હાથમાં સોય પકડતાં પણ તેમના હાથ ધ્રુજતા હતા, અને મરવાનું દુઃખ તેઓ સહન કરી શકયા નો'તા.

એવાં માનવીઓ દુઃખ વખ્તે તો જાણે માય બાપ મરી ગયાં એટલે ઘરબાર બળી ગયાં, એમ સઘળું નિવારીનેજ દુન્યા વૈભવ સર્વ અકારૂં કરી મેળે છે, અને મોત એ એવાં લોકોને ધ્રુજરાં ને ઝળઝળિયાં છુટાડનારૂં કંઇ અજબ જેવું થઇ પડે છે. તેઓ મોત સામે લડાય એટલું લડવા માગે છે, પરંતુ મોતજ ના આવે એવી અશોઇ, નેકી, કે નીતિને ખાતર તેટલાંજ બળથી જો તેઓ લડતાં હોય, તો તેમને દુઃખ લાગેજ નહીં. તેઓ સમજી શકતાં નથી, કે Virtue thrives best in adversity. મુશકેલીના વખતમાંજ સદાચરણ ઉત્તમ રીતે ખીલી નિકળે છે. તાડના ઝાડ ઉપર જયારે ઘણો બોજો થાય છે ત્યારેજ તે વધારે સારી રીતે ઉધરી ઉછરીને ખીલી નિકળે છે. હે આદમ! એટલાજ માટે તો મોત સાથે લડવા કરતાં વ્યસનો તથા દુર્ગુણો સાથે બળત્વારી અને ઓસ્તવારીથી લડવાનું છે. પીટર ગ્રીમ્સ એક લઠ માછીનો દીકરો હતો. છાકટો ને ચો-તો હતો. પીનલ-કોડનો કોઇ પણ ગુન્હા કીધા વગર ખાકાત રહેલો નો'તો. સૃષ્ટિક્રમ વિરૂદ્ધ પોતાના રાખેલા છોકરાઓ સાથે ગુનોહ કરતાં ત્રણ ત્રણ છોકરા મરણ પામ્યા, પણ પુરાવાની ગેરહાજરીમાં તે છુટી ગયો હતો. ઘણા ઘણા અપરાધોમાં તેને કાયદાની કોર્ટમાં શક પડવાથી “ શકનો લાભ ” આપી છોડી મેલવામાં આવ્યો હતો. ગુન્હેગારો પહેલો ગુન્હા તો બીહુ બીહુને કરે છે, પરંતુ “શકનો લાભ” એક વાર મળે છે કે વીરા થઈ જાય છે, ને બમણા ગુન્હા હિંમતથી કરે જાય છે. તેમજ ગ્રીમ્સના નિત ઉઠીને ગુન્હા બનતા ને લોકો હાય અફસોસ નાખી ન્યાયને પણ વગોવતા હતા. તેની આગળ કોઈ ઉભુંએ રહેતું ન હોવાથી તેને એકલો અટુલો એકાંતવાસમાં રહેવું પડતું. પાછલે દહાડે તેના શરીરે એકે એક દર્દ લાગુ પડયાં, દરેકે દરેક દુઃખો તેણે દીઠાં, ભુખે મરતી હાલતે તેને અનાથ આશ્રમનો આશરો લેવો પડયો, અને છેવટે ગાંડો થઈ મરણ પામતાં તેણે મરતી ઘડીએ બેશુધ્ધિમાં એટલા બધા પોતાના ગુન્હાઓનું કન્ફેશન કરવા માંડયું, કે આગળ ઉભેલા બીજા ગુન્હેગારોને પણ કંપારીઓ છુટી હતી. અરેરે ! હે આદમ !—જહાની કુજા શર્બતે આબે સર્દ;

ને યર્ઝદ્ બરૂ દેલ્ ચે દારી બ દર્દ ?

આ દુન્યા કે જે એક થંડાં પાણીનાં શરબત જેટલી પણ કિંમત ધરાવતી નથી, તેને માટે કાં એટલી બધી હેજગારી લોકો વેઠે છે? એટલા માટેજ પાદશાહ ફેરેદુનના દીકરા ઇરાનના શાહ એરચે પોતાની સોનાની ટબાક ઉપર કોતરાવ્યું હતું કેઃ—“ જીવ્યા કરતાં મરવું ભલું છે. કેમકે શરીર જે છે તે ભલા લોકો-નું બંદીખાનું છે, અને દુષ્ટ આદમીઓને જીવ્યા કીધાથી કાંઇ લાભ નથી; કેમજે જેટલા દિવસ તે વધુ જીવે તેટલા દિવસ તે વધુ ને વધુ પાપો કરતો જાય. લોકો ! દોસ્તો સાથે ભલાઈ કરવી એ નેક કામ છે. બુઝર્ગ તો તેનેજ

ગણુવો કે જે શત્રુ સાથે પણ ભલાઇજ કરે. લોભી પાદશાહ એ તો એક કંગાલ પુરૂષ છે, જે કોઇ પણ મોટી વસ્તુથી ધરાતો નથી. આ દુનિયાંનાં લોકોથી મને આશ્ચર્ય એ થાય છે, કે દૌલત એકઠી કરવામાં તેઓ તવંગરી સમજે છે, પણ મોટી તવંગરી તો સબુરીમાંજ છે. લોકો લોભમાં આસાએશની ઉમેદ રાખે છે, તો જોકે સંતોષમાં આસાએશ તો સમાયેલી છે. નાલાયક લોકોથી બુઝર્ગી ભરેલાં કામોની લોકો વકકી રાખે છે, તો જોકે બુઝર્ગી તો નેક કામો કીધાથીજ થાય છે. લોકો શરીરને પુષ્ટ બનાવવામાં તંદોરસ્તી સમજે છે, પરંતુ આત્માને તૃપ્ત કરવામાંજ તંદોરસ્તી રહેલી છે. પાદશાહ તેનેજ કહો, કે જે ઇનશાફ કરે." ટુંકામાં કહ્યે તો એનો ભાવાર્થ એટલોજ છે, કે આ જગત એ તો મિથ્યા ભાસજ છે. તદન જુઠો દેખાવ છે. બાજીગરનો જેવો ખેલ તેવો આ.

મરણ વેળાએ જો આપણે એટલુંજ સમજ્યે, કે મોત તે કાંઇજ નહીં પણ આપણી અમર જીંદગીનાં એક ઉંચાં સ્થાનમાં આગળ વધવાની ક્રિયા માત્ર છે, તો આપણે ઘણોક સંતાપ કમી કરી શકયે. મરણ પછી આપણાં વ્હાલાંઓની જે સુંદર સ્થિતિ થાય છે તેનું જો તમને ભાન થાય, આ દોરંગી દુન્યાં કે કુલ ખલકત સૌ સૌ તે આપણા મહાન પિતાના ન્યાય અને દયા, ડહાપણ ને ઇનિશાફના કાનુન પ્રમાણે સૃષ્ટિનો કારભાર ચાલી રહ્યો છે એમ જો તમે સમજતાં થાવ, તો તમને મોત વેળાએ ઘણી નહીં ને થોડી તો શાન્તિ જરૂર મળશે. માનવીના આ દેહનું શી રીતે બંધારણ થયલું છે તેનું અવલોકન કરો, અને મરનાર વ્હાલું પોતાનું સ્થૂળ શરીર છોડીને શૂક્ષ્મ શરીર, જે તેનું નહીં નજરે આવે એવું કાલબુત છે, તે કાલબુત મીનોઇ જેહાનમાં પોતાનો રસ્તો આનંદથી કાપે છે તેનું જો તમે જ્ઞાન ધરાવતાં થાવ, તો તમને એવો તો કાંઇ અજબ જેવો સધિયારો તે હિંમત આવશે, કે સહેલાઇથી તમારૂં આ દુઃખ તમે ધીરજથી સહન કરી શકશો. તમારી આ જીંદગી તો બ્રહ્માની જીંદગી સાથે સરખાવતાં આખી પૃથ્વિ ઉપર પડેલા એક રાઇના દાણાનો પ્રાધો પ્રાધમો ભાગ કલ્પો એટલાં પ્રમાણમાં પણ લાંબી નથી. પરમાત્માની જીંદગીના અકેકા બ્રહ્મા-દિવસની અકેકી ઘડીમાંજ માત્ર લાખો લાખ સૂર્ય ચંદ્રનો નાશ થાય છે, તો પછી અમર્ગ ગણાયલા સૂર્યની જીંદગીનું પણ જ્યાં ઠેકાણું નથી, ત્યાં તમારા જેવાં કિંચિત્ મનુષ્યોના શા આશરા? શા ભાર? તમે શા જમે ઉધારમાં?

"બ્રાહ્મ-દિવસમાં તો ઘણો લાંબો કાળ વિતી જાય છે. આપણુ મનુષ્યોના કાળમાન પ્રમાણે ગણીએ તો આપણાં સત્તર લાખ અઠ્ઠાવીસ હજાર (૧૭૨૮૦૦૦) વર્ષો વહી જાય ત્યારે સત્યયુગ પુરો થાય છે; બાર લાખ છન્નુ હજાર (૧૨૯૬૦૦૦) વર્ષો સૂધી ત્રેતાયુગ ચાલે છે; આઠ લાખ ચોસઠ હજાર (૮૬૪૦૦૦) વર્ષોનો દ્વાપરયુગ કહેવાય છે. ને ચાર લાખ બત્રીસ હજાર

(૪૩૨૦૦૦)નું પ્રમાણ કલીયુગનું છે, આવી રીતે એક પછી એક અનુક્રમે પોતાનો અમલ ભોગવતા ચારે યુગો પુરા થાય ત્યારે તેને એક **ચોકડી કહે છે.** બ્રહ્મવેત્તાઓ તેને મહા યુગ કહે છે. એની વર્ષ સંખ્યા ત્રેંતાલીસ લાખ, બત્રીસ હજાર (૪૩૩૨૦૦૦) વર્ષની થાય છે. એવા મહા યુગો એક પછી એક **હજાર વાર** વહી જાય ત્યારે બ્રહ્મદેવનો એક દિવસ પૂર્ણ થાય છે!! એટલા દિવસમાં, એટલે પ્રાતઃકાળથી સાયંકાળ સુધીમાં, સ્વર્ગને વિષે એક પછી એક ચૌદ ઈન્દ્રો, ઇન્દ્રાસન ઉપર આવી જાય છે, અને તેવીજ રીતે પૃથ્વિ ઉપર પણ ચૌદ કાળ–સત્તાધિશો થાય છે, જેઓ **મનુ**ના નામથી ઓળખાય છે. એક **મનુ**થી બીજો મનુ થતાં સુધીના કાળને **મનવંતર** કહે છે.” એ પ્રમાણે ગણતાં તો મહા જોરાવરો તુચ્છ છે, મહાં દાતારો તુચ્છ છે, મહા શ્રીમંતો તુચ્છ છે, અને ભારે પહેલવાની કરનારા પણ પ્રભુની પ્રભુતા સામે તુચ્છ છે; બિસાદ વગરના છે.

રસીયાના મરનાર ઝાર અને જરમનીના મરનાર શહેનશાહ, હાલના કયસરના વડીલ, પોતાનાં બેહદ જોરને માટે પુરતા જાણીતા હતા, તોપણ એક સાધારણ સેન્ડો જેવા માણસે એ મરનાર જરમન શહેનશાહ સાથે કુસ્તી રમી તેવણને હરાવ્યા હતા! એવા એવા તો કંઈ ઉસ્તાદો ખાક રાખ થઈ ગયા છે. હે દેવ! જે દાતા નથી તેના પ્રતિ કોઇને ભાવ આવતો નથી. પૂર્વના કર્ણ, શિબિ, વિક્રમાદિ અનેક દાતા પરલોકને હાલ શોભાવે છે, તોપણ તેમના અનેક ગુણોથી, તે અદ્યાપિ પણ પૃથ્વી મંડળને શોભાવી રહ્યા છે. તેમ એમના જેવા બીજા પણ આજે કોટયાવધિ છે, તોએ તેઓની ગણત્રિ કયાં છે? તેમના જેવા સબુરીવાળા અને દુઃખ વખતે કે મૃત્યુ વખતે ધૈર્ય બતાવનારા આજે કોઈ છે? “**બોલતાં પ્રાણીઓ**” નામનો ઈટાલિયન ગ્રંથ લખનાર મહા પ્રસિદ્ધ પુરૂષ કેસ્ટી આ સંસારમાં સબુરી ને સંતોષ રાખવા માટે ઠેક ઠેકાણે બોધ કરી ગયો ખરો, પરંતુ પોતાનો મરવાનો વખત આવ્યો ત્યારે નાદાન બચ્ચાંની માફક “મને કોઈ બચાવો! મને કોઈ બચાવો!” કરીને બોલીને મરી ગયો. જે દેહ નિશ્ચય જવાનોજ છે તેનું રક્ષણ એટલું બધું શા માટે કરવું? માટે જે કદાપિ પણ નાશ નથી પામનાર એવો યશ, તેને સાચવો. કાયા તો ગમે ત્યારે પણ પડશે, પણ યશ તો નિરંતર જીવશે. જે યશ **મોઝાર્ટે** મરતી વેળાએ મેળવ્યો, જે જશ ગૅલિલ્યોએ મેળવ્યો, તે યશ કાંઈ નવી ધાતુથી ઘડેલો નો’તો. મોતમાં પણ પોતાના જન્મ–ચરસ ઉપર ઉસ્તવારીનો તે યશ હતો.,, **મોઝાર્ટ** નામના એક ઘણાજ ઉત્તમ ગાનારાએ પોતાનાં મોતનો વખત જાણીને એક રાગ પોતે જોડયો. એવી મસલતથી, કે તેનાં મરણની વખતે તે તુરત કામ લાગે, અને જેથી તેની યાદગીરી કાયમ રહી જાય. જ્યારે આખેરી નજદીક આવી ત્યારે **મોઝાર્ટ** બોલ્યો; “કેમ મેં નહીં કહ્યું હતું, કે એ રાગ મને પોતાનેજ

દફનાવવા સારૂ મેં હમણા જોડયો છે?" એ રીતે જે હુન્નરમાં તેણે જીવતાં જીવત આનંદ દીઠો, તે ને તેજ આનંદ આખર પર્યંત રહેવા પામ્યો. ગેલીલ્યોની છેલ્લી ઘડીએ પણ તેનું ધ્યાન ગ્રહ-મંડળમાંજ પોવાયલું હતું. જેથી તે મરતી વેળાએ પણ બોલ્યો હતો કે;—"હા! પેલા ઉત્તર તરફના ગ્રહની ગણત્રિમાં તો હું ચુકયો!" આ રીતે યશનાં અર્થો કામ કરનારા મરે છે. પંડિત, મૂર્ખ, બળવાન્, નિર્બળ, ધનવાન, દરિદ્રી સર્વત્ર મૃત્યુથી તો એકાકાર થઈ જાય છે. એક નિમિષ માત્ર પણ તમારૂં વય ગયા વિના રહેતું નથી, માટે એવા અનિત્ય દેહની ચિંતા તજી કીર્તિને મેળવવા યત્ન કરો. જે જીવિત જ્ઞાન વિક્રમ અને લક્ષ્મીથી યુકત છે પણ ત્યાગ ભોગ ને વિભુતાથી રહિત છે, તે જીવિત શું ડાહ્યા માણસો જીવિતમાં ગણે છે? કુદ્રતી નિયમ છે, કે જે વસ્તુ દુઃખદાયક હોય તેનો સૌ કોઈ વહેલો ત્યાગ કરે છે, પરંતુ પ્રિત ને માયા અતિ દુઃખકર છતાં તેજ લોકો માયા ને પ્રિતનો ત્યાગ કરતા નથી. પ્રિત ને મોહમાયા એ મહા દુઃખદાયક વ્યસન છે, ત્યારે દુઃખદાયક વસ્તુના ત્યાગ કરવાના નિયમને અનુસરીને પ્રીતિનો ત્યાગ કરવો જોઈએ, એમજ સિધ્ધ થાય છે. પરંતુ દરેક નિયમને અપવાદ તો હોય; તેથી પ્રીતની વાતમાં એ સિધ્ધાંત પકડવું નહીં, મગર અળગા અળગા રહીનેજ પ્રીત નિભાવવી; તેમાં તલ્લીન ના થવું. મોટાઈની માયા હતી, એટલા માટે તો એકવાર ઈજીપ્ટની રાજગાદી ઉપર ક્લીયોપૅટ્રા જેવી વેશિયા જેવી રાણીએ ચઢી બેસી રાજગાદી ખરાબ કીધી; જ્યારે જશની અભિલાષામાં દિલ્લીના તખ્ત ઉપર અકબર જેવા એક ફીલસુફે ચઢી બેસી તખ્તને એક ધર્માધિકારી "પ્રોફેસરની ચેર" જેવી કરી મેલી હતી. એવીજ કુદ્રતી વળણથી હુમાએ વાજીંત્ર તરફ પોતાનો અણગમો દેખાડયો હતો. તે કહેતો કે; "ખર્ચ કરીને ઘોંગાટ કોણ સાંભળશે?" જ્યારે કવિ ટાગોર વારંવાર સવારથી તે રાતના મોડે સુધી ગાતો માલમ પડે છે.

---

## નેપોલ્યન, ઔરંગઝેબ, અને શિવાજીમાં સરસ કોણ?

---

નેપોલિયન બાદશાહનું અથવા શિવાજીનું પરાક્રમ વાંચતાં તમને માલુમ પડતું હશે, કે માણસ ભયને તુચ્છ ગણીને પોતાની બુધ્ધિનો પ્રભાવ કેટલો બતાવી શકે છે! કોઈ કોઈ વખતે એક ભય વગરના માણસના હાથથી લોકોનું કેવું કેવું કલ્યાણ તથા નાશ થાય છે, અને ખુદાની ખુદાવંદીને પણ ભુલી જવામાં આવે છે. જુઓ, આટલું બધું યુરોપ પોતાના હાથમાં આવ્યા છતાં નેપોલિયનને સંતોષ થયો નો'તો; અને છેલ્લે અતિ સાહસથી દોઢ વર્ષમાં તેની શી દશા થઈ! મોટા મોટા રાજાઓ અંકિત થઈને જેનાથી થર થર કાંપતા હતા, તેજ નેપોલ્યન

દૈવના માત્ર એકજ આંચકાથી અફાટ સમુદ્રના એક ભયંકર બેટમાં જઈને પડયો, અને જે શરીર જીવતું હતું તે વેળાએ આખા યુરોપને દબાવતું હતું, તેજ શરીરને કબરમાંથી ખણી લાવીને પોતાની રાજધાનીમાં સમારંભથી દાટવાની ફ્રેન્ચ લોકોને તેજ નેપોલ્યનના શત્રુની પરવાનગી માંગવી પડી હતી! અને જે ઓરડામાં એ વિખ્યાત જોદ્ધાએ છેલ્લો દમ લીધો હતો, તે ઓરડો હાલમાં ઘોડાના તબેલા તરીકે વપરાય છે! એજ રીતે સઘળે આજે લગ્નની વાત, તો કાલે વિઘ્નનો વિલાપ કરવો પડે છે. માટે સુખ અને દુઃખ, બંનેને વખતે સબુરી ભુલવી ના જોઈએ. કારણ, સબુરી એજ સુખ દુઃખનો સાથી છે. તે આફતની વખતનો ખરો મિત્ર અને સત્ગુરૂ છે. અરેરે! લાખો માણસોના પ્રાણનો નાશ કરીને નેપોલીયને કોની આગળ હાથ જોડયા! આટલી મોટી બુધ્ધિની જોડે તેનામાં જો પરોપકારની ઇચ્છા હોત તો જગતનું તેણે કેટલું બધું કલ્યાણ કર્યું હોત!

"વોહ પુલ તો હે છોટા, જો રસતા હે બારીક;
ઇઅહ બંદા ગુનેહગાર, કયા પાર હોગા!"

જે પુલ ઉપરથી આપણને મુઆ પછી પેલી દુનિયામાં જવું છે તે તો ઘણો સાંકડો છે, અને તે ઉપરથી જવાનો રસ્તો તો ઘણો બારીક છે, ત્યારે એવા પુલ ઉપરથી આ ગુનેહગાર બંદો કઈ રીતથી પાર થઇ શકશે! આ દાખલા ઉપરથી તમે કહી શકશો કે; સૌ સારૂં જેનું શેવટ સારૂં એ ખરૂં; પણ એવું મંડાણ કરો કે જેનું શેવટ કદી ન આવે નઠારૂં, એ સિદ્ધાંત સંપૂર્ણ કહી શકાશે. શિવાજીનું ચરિત્ર જુઓ. બાપની અણગમતી માની જોડે શિવાજીને પુનવડીમાં ઉજડ કેદખાને રહેવું પડયું હતું, તે છતાં દાદોજી કોંડદેવે નાનપણમાં થોડું ઘણું જે તેને શીખવ્યું હતું તેટલાજ જ્ઞાનથી પછી તેણે કેટલું મોટું કામ કર્યું! જે માણસો પહેલાં કદી પ્રસિધ્ધ થયાં નહોતાં તે પાછળથી જલદીથી પ્રસિધ્ધ થયાં. તેનામાં બહારના શરીરનું, અથવા બુધ્ધિનું સામર્થ્ય નજરે પડતું નથી, તેની અંદર પોતાને ઘણા ઉપયોગી પડે એવા ગુણ ઓળખીને તેણે તે પોતામાં સામેલ કર્યા. તેના બળ ઉપર જે હિંદુની રાજ સત્તા શુમારે હજાર વર્ષથી અસ્ત થઇ હતી, તેનો ઉદય માવલના ડુંગર ઉપર ફરી કર્યો. થરમૉપ્લીના લિયોનીદાસ કરતાં પણ તાનાજી તથા સુર્યાજી જેવા મરાઠાઓએ વિશેષ કરી બજાવ્યું. તેનું કારણ, તેઓ ભય ચીજ સમજતા નોહતા, ને પ્રભુની પ્રભુતા જાણતા હતા, અને તેથીજ આખી પૃથ્વીમાં જે શહેરની મોટાઈ પ્રસિદ્ધ હતી, જે મોગલની રાજધાનીનું કેવળ પુંકે ફાટતું હતું તે દિલ્લી શહેર શિવાજી અને તેના ગોઠિયાઓએ બબે વખત લુટયું. "જય મહાદેવ!" પોકારીને ગર્વથી મત્ત થયેલા વિજાપૂરના મોગલોનો તેણે એવો તો ઉચ્છેદ કર્યો, કે શિવાજી એક છે કે બે છે એવી

પણ શંકા તેઓને જણાવા લાગી. ત્યારે એ શકિત શેની હતી! માત્ર ભય, ચિંતા અને આફતને તુચ્છ ગણી કાઢવાની તે સત્તા હતી; પ્રભુની પ્રભુતામાં માન્યતા ઠરાવવાની શ્રધ્ધામાં તે સત્તા હતી. અને તેજ શ્રધ્ધાથી છેવટે મોગલોને આમજ રડવું પડયું હતું, કે હમે હમારા દીલના ચમનમાં ઘણીજ આશા અને ઉમેદ રાખતા હતા, પણ કદી થઈને હમે ખુશીથી છાંયડાની હેઠળ ડરીને બેઠા નથી!

અરમાન બહોત રખતે થે હમ દીલકે ચમનમેં;
બેઠે ન ખુશીસે કભુ, શાયેકે તલે હમ!

મોગલોએ પોતાના અભિમાનથી શત્રુ રૈયતનાં દુઃખો તરફ અવગણના કીધી, અને ઔરંગઝેબની સ્વારી દક્ષિણમાં ગઈ ત્યારે એક ગમથી હજારો હિંદુઓની કતલ ચાલી અને બીજી ગમથી તે બાદશાહ સહેલ ઉડાવતો હતો. એક સુંદરી નવધાર આંસુએ પોતાનો ધણી વિખુટો પડવાથી રોતી હતી, તેણીએ એક ગુપ્ત સંદેશ ઔરંગઝેબના જુલમ વીશે લખ્યો, ને છેવટે દરશાવ્યું કે;

"બિરહ ખીઠાકી તાપમેં, દ્રગ ભર આવે નીર;
સબકે કંઠભી તોરકે, તું લે ગયો આલમગીર!"

બધી સ્ત્રીઓના પતિઓને ઉઠાવી ઉડાવીને હે આલમગીર! તું લેતો ચાલ્યો, જેથી વિયોગના તાપથી તપી રહેલી હું, આંખ્યોમાં આંસુ ભરી ભરીને રડું છું તેની તો લગાર દયા ખા! ત્યારે ઔરંગઝેબે તે રૂકકાની નીચે પોતાને હાથે જવાબ લખીને તે કાસદ જોડે મોકલાવ્યો કે;

"બેઠ રહો સંતોષસે, ઔર મનમેં રાખો ધીર;
સાંઈસે બિનતી કરો, કે બહુ રહે આલમગીર!"

ધીરજ પકડીને, સંતોષ ધરીને, પતિ વિયોગનું દુઃખ વેઠો; અને અલ્લાતાલાને એવી પ્રાર્થના કરો, કે આલમગીર એટલે ઔરંગઝેબ દીર્ઘાયુષી થઈને તમારા દેશમાં રહે! દુઃખ પર ડામ અને પડયા પર પાટુ તે એનું નામ. દુઃખ દુઃખનું ઓસડ કરે છે. કેટલીક વખતે દુઃખ દુર કરવાને આપણને દુઃખ વેઠવું પડે છે. ઘણાં પેટ આવી ઝાડો થયાંજ કરે ત્યારે ઝાડો બંધ કરવાને ઉલટો જુલાબ લેવો પડે છે. ઓકારી થતી હોય ત્યારેજ પાછી ઓકારી આવવાની દવાઇ કરવી પડે છે. ઘાયલ થએલાંને સાજાં કરવા સારૂ વાઢકાપ કરવી પડે છે. ઘા વડેજ સાજાં પણ થવાય છે. તેજ પ્રમાણે મોગલ સત્તાના છેલ્લા બાદશાહોના ઘણા ઘા પડયા ત્યારેજ શિવાજીએ ઉભાં થઇ ઔરંગઝેબ સામે જાલમ દર્દ ઉપર જાલમ ઉપાય અજમાવી દુઃખીઓનો છુટકારો કર્યો. અરે આદમ! આ કલીયુગમાં કોઇ એવો ન્યાયાધિશ નહીં મળતો, કે જે ગેર ઇનસાફ પામેલાંઓને ન્યાય અપાવે. ખેર. તેથી શું થયું? કવિ કહે છે તેમ, આપણુ આદમીઓનો સર્વ વાતનો અદ્દલ ઇનસાફ કરી નાંખવાને માલેકે પાક "દાદારજીની દરબાર" તો શકિતવાન છે ને?

"જમાનેમેં નહીં મુનસિફ, જો દેવે દાદ બા ઇન્સાફ;
ખરાએ તસફિયાહ ફીરોઝ, વહી દરબાર કાફી હય!"

